# ચોરવાડથી જેપાન.

---

સૌરાષ્ટ્રની ભૂમિને પોતાની લીલી કુંજોથી શોભાવતું ન્હાનકડું પણ આક-ર્ષક ચોરવાડ જોવા જેવું છે. માથેરાન અને મહાબળેશ્વર, ઉટી અને ડહેરાડૂન તો ઘણા ગયા હશે પણ દરિયા કાંઠે આવેલું આ કાઠીયાવાડનું કાસ્મીર કેટલા કાઠીયાવાડી શ્રીમંતોએ જોયું છે? નાઘેરનો આ રમણીય પ્રદેશ એવો તો

સુન્દર છે કે તેનું વર્ણન જો હું અત્રે આપું તો કદાચ સેવકની એ જન્મભૂમિ હોઇને અતિશ્યોક્તિનો દોષ કોઇને લાગે. એટલે એ વર્ણન અન્ય પ્રદેશના પ્રવાસી શોખીનો કરે એજ ઠીક થઇ પડશે. એ પ્રવાસી ભાઇને એક સૂચના આપી દેવાનુ મન થઇ જાય છે કે ચોરવાડ પહોંચતાં પહેલાં કાઠીયાવાડની સ્વદેશી રેલગાડીથી સહેજ પણ કંટાળવું નહિ! સેવક તો વર્ષોથી એ કંટાળાને લીધે કંટાળામુક્ત થઇ ગયો છે!

રેલગાડીની એ જુદા જુદા પ્રકારની કંટાળાની લહેજત ચાખતાં આખરે મુંબઇ પહોંચ્યો. અને એશિયા ખંડના



એક અગ્રગણ્ય રાજ તરીકે જાહેરમાં આવેલ જેપાનની મુસાફરીનું મંગળાચરણ કરવા સ્ટીમર "દુનેરા" ની ટીકીટ લીધી જેપાન જવા માટે રવાના થવાનો દીવસ આવી પહોંચ્યો. કુટુમ્બીઓને મળી હળી તેઓની શુભાશિષ સાથે બેલાર્ડ પીઅર જવા રવાના થયો. બેલાર્ડ પીઅર પહોંચ્યો અને જોઉં છું તો એક બાજુ બહાદુર "દુનેરા" ધુમાડાના ગોટેગોટ કહાડી સેવકને પોતાની પીઠ (સ્ટીમરને પીઠ હોય નહીં હો!) ઉપર ધારણ કરવા આતુર થઇ ઉભી હતી અને બીજી બાજુ સગાં, સ્નેહીઓ અને મિત્રો ફૂલના ગજરા અને હાર તોરા આપી

સફળ સફર ઇચ્છતા હતા. હું દરેકને આનંદથી ગળી રહ્યો હતો એટલામાં "મેડીકલ ઇન્સ્પેકશન" ડાકતરી તપાસ માટે બુમ પડી. ચાલો હવે આ ડાકટર સાહેબ શુ કહે છે? ઓરડામાં ગયો તો તેઓ સાહેબ મારી રાહ જોઇને બેઠા હતા કે કેમ તેતો તેઓજ જાણે. નામ પૂછ્યું અને નાડી તપાસી. ડોકટર સાહેબને ખબર ન હતી કે તેવે સમયે માંદો હોઉં તો પણ સાજો દેખાઉં એવી મારી પાસે યુક્તિ છે. તપાસ કરવામાં ઘણો સમય લીધો. દશ સેકન્ડ અને All right કહેતાંની સાથે આપણે હસતે મુખડે ઓરડાની બહાર નીકળ્યા

પાસ પોર્ટ બતાવ્યો, અને સેવકના ચરણ સ્પર્શથી દુનેરાનો ઉદ્ધાર કર્યો રામના ચરણની રજથી શીલાની અહલ્યા થઇ મારા ચરણના સ્પર્શથી નિર્જીવ દુનેરા સજીવન થઇ, તેનામાં ગતી આવી. અને કીનારે ઉભેલાં સગાંઓ, સ્નેહીઓ તથા મિત્રોના હાલતા હાથને, હવામાં ઉડી રહેલા મારી સફળ સફર ઇચ્છતા રૂમાલોને અને તે દ્વારા પ્રકાશિત થતી તેઓની લાગણીને માન આપવા માટે જરાપણ ઉભી ન રહેતાં અમારી મુસાફરીનું પહેલું બંદર કોલમ્બો તરફ આગળ વધવા માંડી. દ્રષ્ટિ કીનારા ભણી ચોંટી રહી. "સ્ટીમર કહે તું

છોડી દે, હૈયું કહે એ ના બને"
આખરે સ્ટીમરનો જય થયો. તેણે પોતાની ગતી વધારી. ટુંક સમયમાં કીનારે ઉભેલા સ્નેહીઓ અને પછી ધીમે ધીમે કીનારો દેખાતાં બંધ થયાં. ઉપર આકાશ નીચે પાણી. હે રત્નાકર સાગર હવે તો તારે આશરે છીએ!

બહાદુર "દુનેરા" ધસારાબંધ આગળ ચાલી જતી હતી. રત્નાકર સાગર પોતાના ઉદર ઉપર આ ન્હાનકડા ફુલને જોઇ રાજી થતો હતો અને પોતાનો આનંદ પ્રદર્શિત કરવા મોજાંઓની શાન્ત લહરીઓ ઉછાળી સ્ટીમરને ભેટી સંતોષ

માનતો હતો જાણે ઘણા લાંબા સમય સુધી વિખુટા પડેલા પોતાના બાળકને જોઇ માતા અત્યંત પ્રેમના આવેશથી ભેટતી હોયની! ટીડીંગ ટીડીગ ઘંટ વાગ્યો વળી એ શાને માટે? શું કંઇ આગ તો નથી લાગી? અરે હા! આગ લાગી છે ભયંકર આગ લાગી છે કયાં? શા કારણથી? અરે જરા ધીરા પડો ઉતાવળા થાવ નહી એ તો પેસેન્જરોના ઉદરમાં ક્ષુધા રૂપી ભયંકર આગ લાગી છે. તેને શાન્ત કરવા માટે આ ઘંટ વગાડી જણાવે છે જે સાહેબો! પધારો તમારે માટે ભોજન તૈયાર છે. આપ

દમ ખેંચ્યો ! પેસેન્જરો જમવા માટે જવા લાગ્યા તેની સાથે આપણે જમવા માટે નહી પણ જોવા માટે જઇએ. જમવાના ઓરડામાં—"ડાઇનીગ હૉલ" માં ટેબલો ગોઠવેલા તૈયાર છે. તે ઉપર સ્વચ્છ "ટેબલ કલોથ" પાથરેલું છે. પ્રત્યેક ટેબલ ઉપર એકેક ઝાડનું કુંડું ગોઠવી દીધેલું છે, ઇલેકટ્રીક લાઇટ તથા પંખા ચાલુ છે. દરેક ટેબલ પાસે સામસામી બબ્બે ખુરસીઓ ગોઠવી દીધેલી છે જે ઉપર પોતાની ક્ષુધારૂપી આગને શાન્ત કરવા માટે સ્વચ્છ કપડામાં સજજ થયેલા "સ્ટુઅર્ડો" સ્વચ્છ પાત્રમાં ભોજન લઇ "હૉલ" માં જવા

મંડયા છે. એટલાં માણસો છતાં જરા પણ ધમાલ નહીં; તેમજ પુરી આવે, ભજીયાં આવેની બુમાબુમ નહી જાણે કેમ સર્વે પુતળાંજ હોયની! અહા મારા હરી મહારાજ અને કાનજી મહારાજ! તમો તે સમયે યાદ આવ્યા વિના કેમ રહો! કયાં તમારૂં વાસ મારતું ગંદુ પંચીયું, કયાં તમારૂં ચારે તરફ એઠું પડેલું રસોડું અને રોટલીનો લોટ બાંધવા સમયે ઘીના મોણની જરૂર સારતા તમારાં પરસેવાના બીંદુ! એ બધાંની કીમત કોણ આંકી શકે? પેસેન્જરોને આહાર કરવા દઇ આપણે સ્ટીમર ઉપર શું શું સગવડો છે તે જોઇએ.

પ્રથમ તો આપ સર્વે સાહેબો પધારો સેવકની કેબીન નં. ૩૯માં. આ ખુણામા કબાટ છે તેમાં હાથ મ્હો ધોવાનો પાણીનો નળ તથા સાબુની ગોટી છે હાથ લુછવા માટે આ નેપકીન છે અને તેની બાજુમાં મ્હોટો ટુવાલ ન્હાવા માટે છે. ઉપરના ખાનામાં દાંતીઓ બ્રશ વિગેરે ગોઠવી દો, કારણ જે ઘડી ઘડી ટ્રંક ઉઘાડવાની ખટપટ નહી. હાજી કાસમ ( બોમ્બે સ્ટીમ નેવીગેશન કું. ) ની સ્ટીમર "કોરલેન્ડ"ની મુસાફરી નથી કે કાલે સ્હવારના ( કોઇ વખત સાંજના ) વેરાવળ પહોંચી જઇશું. સ્ટીમર શેંધાઇ પહોંચશે તેટલામાં વીસથી

બાવીસ દિવસ થશે. સ્હામે સેવકનું બીછાનું જોયું ? કેવી સ્વચ્છ ચાદર તથા ઓઢવાનુ છે ! તકીયાની ખોળ ઉપર જરા પણ ડાઘ દેખાય છે ? આ બાજુમાં ન્હાનુ ટેબલ છે—જોઇએ તો ખાવાના ઉપયોગ માટે લીઓ અને તેમ નહીં તો પત્ર લખવા તો ખરૂંજ. ઉપર ઇલેકટ્રીક લાઇટ છે સ્ટીમરે હજુ હિંદુસ્તાનનો કિનારો છોડયો નહિ હોવાથી ગરમી જણાય છે જેથી આ ઇલેકટ્રીક પંખો ચાલુ કરીએ અને પાસેની ઘંટડીનું બટન દાબીએ એટલે સ્ટુઅર્ડ આવશે તેને સોડા લીંબુ લાવવાનો ઓરડર આપીશુ. જો મ્હારા સત્કારથી

આપ સાહેબોને સંતોષ થયો હોય તો ચાલો હવે ઉપર "મ્યુઝીક હોલ" યાને વાજીંત્ર ગૃહમાં જઇએ. અહીં સર્વ બાજુ કોચ ગોઠવી દીધેલા છે. આ બાજુ બે કબાટો છે તેમાં વાંચવાના પુસ્તકો જણાય છે. તેની નજીક બે ટેબલ છે જે ઉપર પત્ર લખવાનાં સાધનો તૈયાર છે. સ્હામી બાજુ "પીયાનો" નામનું વાજીંત્ર રહેલું છે. જે રાત્રીના ભોજન પછી કોઇ રમણી પોતાની નાજુક આંગળીઓ વડે વગાડી મુસાફરોનાં જીવને આનંદ આપવા પ્રયાસ કરે છે. ઇલેક્ટ્રીક લાઇટ અને પંખા હોલની શોભામાં વૃદ્ધિ કરી રહ્યા છે.

તેની સામે પણ જરા દુર આ સ્મો-
કીગ રૂમ છે ત્યાં બીડી પીનારા શોખીન
ગૃહસ્થો એકઠા થાય છે, પાને રમે છે.
વળી પાછો ઘંટ વાગ્યો. ગભરાશો નહીં
એ તો ચહા પીવાનો સમય થયો તે
આપણે ચહાને ઇન્સાફ આપવા જઈએ.

કેમ સાહેબો! ચહાનો સ્વાદ તથા
રંગ જોયો! આબાદ આપણા દેશ સોનીનો
કાવો કે બીજુ કાઇ! જો એમ નહોય
તો આપણે ઘર એટલે શુ અને
બહાર એટલે શું તે સમજી કેમ શકીએ!
આપણે શ્રીનાથદ્વારા જઇએ છીએ,
ગોકુળ મથુરામા શ્રીકૃષ્ણે બાળલીલા
કરેલી તે સ્થળે જવામાં આનંદ માનીએ

જણાવ્યો. રાત્રિનો પરાભવ થયો અને તેના મદદનીશો તારકગણ પરાજીત થવાથી નિસ્તેજ બની ઝખવાણા પડી ગયા. ધીમે ધીમે ચાંદનીની યુવાની ખીલવા લાગી અને ટુંક સમયમાં યૌવનના બહારમાં વિચરવા લાગી. તેવે સમયે સ્ટીમરના તુતક ઉપર આરામ ખુરશીમા પડી રહી કુદરતે બીછાવેલી સ્વચ્છ ચાદર, સમુદ્રના ઉછળતા તરંગો ચંદ્રમાના પ્રભાવથી તે ઉપર જણાતી રૂપેરી રેખા. અને આકાશમાં પોતાની જીતથી પ્રફુલીત થયેલા ચન્દ્રદેવને નિહાળવામાં કેટલો આનંદ આવતો હતો !

સઉથી મોટું પેટ, " પેટ કરાવે વેઠ " તેણે જણાવ્યુ જે સાહેબ! આપના શરીરના બોયલરમાં કઇક નાખો. આપણે નીચે કેબીનમાં ગયા અને મુંબઇથી સાથે લીધેલું ભાતું હોમ્યું. અત્રે સ્ટીમર ઉપર ખાવા પીવાની જે સગવડ મળે છે તે જણાવું છું. સ્ટીમર ઉપર જેને "સબ ચલતા હય" તેને વાંધો આવતો નથી પણ ફળાહારીને તે પરવડે નહિં આપણા હિન્દુ ખોરાક માટે પાઉં, માખણ બિસ્કુટ, ભાત, ચહા, દુધ, તળેલાં તેમજ બાફેલાં બટેટાં તથા અન્ય શાક પાન એ ચીજો મળે છે-પણ તેટલા ઉપર

લાંબા દિવસ કાઢવા જરા ભારી લાગે. અમોએ કોલમ્બો સુધી મુંબઇથી સાથે લીધેલા ભાતાનો ઉપયોગ કર્યો હતો અને ત્યારપછી મુંબઇથી સાથે લીધેલા સીધાથી સ્ટીમર ઉપર જુદી રસોઇ કરી જમતા હતા. હિંદુસ્તાનથી દુર દેશાવર જનારા હિન્દુ પ્રવાસીએ ધ્યાનમાં રાખવું કે નીકળવા સમયે ચાર છ દીવસનું ભાતું તેમજ મુસાફરી દરમ્યાન ચાલે તેટલો સીધો રાખવો એ ઇચ્છવા જોગ છે. એ સામાન સાથે લીધેલો ભારી પડશે નહી પણ પ્રસંગ આવ્યે ઘણો ઉપયોગી થઇ પડશે. અસ્તુ.

સ્ટીમર ઘસારાબંધ આગળ ચાલી જતી હતી. માર્ગમાં ક્વચિત્ કીનારા ઉપર આવેલાં "લાઇટ હાઉસ" યાને દીવાદાંડી જોઇ આનંદ આવતો હતો. દિવસ આનંદથી પસાર થતા હતા. તા. ૧૧ મીએ સ્હવારમાં ખબર પડી જે આજે બપોરના ત્રણ વાગે કોલમ્બો પહોંચશું. પરન્તુ કેપકોમોરીન 'કોમો-રીનની સામુદ્રધુની' આગળ સમુદ્રદેવે જરા ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યાથી અમો સાંજના સાડા પાંચ વાગે અમારી મુસાફરીના પહેલાં બંદર કોલમ્બો પહોંચ્યા. સ્ટીમર ઉપરથી દેખાતો સીલોન (આપણી રામચંદ્રજીના વખતની સોનાની

લંકા) નો કીનારો ઘણોજ રમણીય જણાતો હતો. કીનારા ઉપર નાળીયેરીનાં વનનાં વન જણાતાં હતાં.

કોલમ્બોનું બંદર ઘણું સારૂ તેમજ અગત્યનું છે. જેપાન અથવા અમેરીકાથી હિન્દુસ્તાન અથવા યુરોપ જનાર સ્ટીમરને ત્યાંથી પસાર થવું પડે છે. સાંજના મોડા પહોંચવાથી અમોએ વિચાર કર્યો કે આવતી કાલે સ્હવારના વ્હેલા ઉઠી શહેર જોઇ આવશું કારણ જે સ્ટીમર બાર વાગે ઉપડવાની હતી. આવતી કાલ! કેટલાં કામ આવતી કાલ ઉપર મુલતવી રાખવાથી ફળી-ભુત થયાં નથી! કેટલી વખત આપણે સહન કરવું પડ્યું છે!

તા. ૧૨-૧૦-૧૯...ને રોજ મધ્યા-ન્હના બાર કલાક અને દશ મીનીટે કોલમ્બોના બંદરને સલામતીની "વ્હીસલ" સીટી આપી સ્ટીમર સીંગાપોર જવા રવાના થઈ. બંદરથી થોડે દુર ચાલ્યા તેટલામાં રત્નાકર સાગરે (હિંદી મહાસાગરે) પોતાનું સ્વરૂપ પ્રગટાવા માંડયું. મોજાં ઘણાં ઉછળવા લાગ્યાં અને સ્ટીમર એક નાના મછવા પ્રમાણે ડોલવા લાગી. મ્હને એમ લાગ્યું જે કોલમ્બો જોયું નહીં તેથી રત્નાકર સાગર મોજાંરૂપી પોતાના હસ્તને ઉછાળી જાણે ઠપકો દેતા હોયની! " છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવ-

તર ન થાય" તદનુસાર બીજે દીવસે રત્નાકર સાગરનો કોપ શમ્યો અને તેઓ શાન્ત થયા. મુસાફરી દરમ્યાન ત્રણ ચાર દીવસે જો કોઇ સ્ટીમર મળતી તો તે જોવા મન ઘણુંજ આતુર રહેતું. તા ૧૭-૧૦-૧૯...ના રોજ સ્હવારના ડચ સંસ્થાન બોર્નીઓ અને સુમાત્રા આગળ પસાર થયા કીનારાથી ભાગ્યેજ દશ માઇલ દુર હશું. આવતી કાલે (તા. ૧૮-૧૦-૧૯...ના રોજ) સ્હવારના આઠ વાગે સીંગાપોર પહોંચશું એ સમાચાર જાણી આનંદ થતો હતો. મુંબઇથી જેપાન સુધીની મુસાફરીમાં વચ્ચેનાં બંદરોએ પહોંચતા - જે સમય

લાગે છે તેના કરતાં કોલમ્બો અને સીગાપોરના બંદરો વચ્ચે વધારે દીવસ લાગે છે. આશરે સાતથી આઠ દીવસ થાય છે તેમજ મુંબઇ છોડયા પછી સેવક કીનારે ઉતર્યો ન હતો જેથી મુબઇ છોડયા પછી ૧૨ થી ૧૩ દીવસે કીનારે ઉતરવાનું મળે એ જાણી આનંદ થાય એ સ્વાભાવિક છે. રાત્રી પસાર થઇ અને સ્હવારના ૭ વાગે સ્ટીમર સીગાપોરના બારામાં દાખલ થઇ. "પાઇલટ" આવ્યા અને સ્ટીમર ધીમી ગતીએ આગળ ચાલી. શુ તે સમયનો દેખાવ! શાન્ત સમુદ્ર, વચ્ચે આવી રહેલા ન્હાના ખડકો તે ઉપર

ઉગેલાં સુન્દર લીલાં વૃક્ષો, સૂર્યોદયનો સમય, પછી કહો શી રહી કચાશ?

સ્ટીમર ધીમે ધીમે બારામાં દાખલ થતી હતી તે સમયે થોડે દુર ન્હાનાં ન્હાનાં હોડકામાં ચાર ચાર પાંચ પાંચ માણસો પેસેન્જરો પાસે બક્ષીસ માંગતા હોય એમ તેઓના વર્તન ઉપરથી જણાતું હતું. અરે આ શું? હોડકામાંથી માણસોએ સમુદ્રમાં કુદકો માર્યો? શુ તેઓએ આપઘાત તો નથી કર્યો? શા માટે તેઓ તેમ કરે? બીજાઓ તેઓને અટકાવે નહિં? દરીયામાં પડવાનો એ લોકોનો હેતુ છે. સ્ટીમર ઉપરથી પેસેન્જરો તેઓના હોડકા પાસે

પૈસા નાંખે તે દરીયામાં પડે કે તરત હોડકામાંથી એક જણો દરીયામાં પઠી ડુબકી મારી લઇ લેય અને પૈસા હાથમાં રાખી તુરત ઉપર આવે. આ પણ એક ચાલાકી

સ્ટીમર કીનારાની નજીક આવી ઉભી રહી સ્ટુઅર્ડ ખબર આપી ગયો કે પાસપોર્ટ ઓફીસર પધાર્યા છે. માટે પાસપોર્ટ બતાવવો હોય અને કીનારે જવું હોય તો સહી સીક્કા કરાવી લેવાં. સેવક કીનારે ઉતરવા માટે ઉત્સુક હતા એટલે તુરત પાસપોર્ટ બતાવવા દોડયા. પાસપોર્ટ ઓફીસર સાહેબે પાસપોર્ટ જોયો અને સેવકને

કીનારે ઉતરવા દેવાની મના કરી ! અરે સાહેબ ! શા માટે ? કંઈ ગુન્હો તો નથી કર્યો ? મુંબઇ છોડયા પછી આપને કંઇ સેવક માટે સમાચાર મલ્યા છે ? તો કહે જે સ્ટીમરના પેસેન્જરોના લીસ્ટમાં તમારૂં નામ વી. ડી. પટેલ છે અને પાસપોર્ટમાં વીઠલદાસ ધરમશી છે ! (ધન્ય છે તેઓની બુદ્ધિને. અજબ શોધ કરી ! મારી પાસે તે સમયે ચક્કર છાપનો ડબ્બો નહિં હતો. હોત તો જરૂર ચક્કર કાપી સાહેબને નવાજી નાખત !) અરે તારો દાદો મરે રે ! તેમાં તા । બાપનુ શું ગયું ? મુંબઇથી સ્ટીમર ઉપર ચડયો ત્યારે ત્યાંથી

પોલીસે તો વાંધો લીધો નહિં, ફોલરઅોપોલીસની છાપ છે, આ સેવક વી. ડી પટેલ અથવા વીઠલદાસ ધરમસી જે કહો તે પોતે છે. પાસપોર્ટમાં સેવકનો ફોટો છે તે જુઓ અને સેવકની મુખાકૃતિ સાથે સરખાવો કંઇ ફેર લાગે છે? પણ નાચવું નહિં તેનું આંગણું વાંકું ! એઓ 'સાહેબ' રહ્યા એટલે સમજે શાના ? સાહેબને સમજાવ્યા; વિનંતિ કરી, ફરજ પાડી શકાય નહિં જેથી અરજ ગુજારી કહ્યું કે જો ઉતરવા નહિં દેશો તો આમ બાબત છે. પણ એ બધું ભેસ આગળ ભાગવત અથવા આપણા ગુજરાતી રાક્ષસ (અરે ભુલ્યો ! સાક્ષર ?) લખે છે કેઃ—

પાડો ચડયો પીપળે, લખ લખ લીંબુ-ખાય.
આવી પડયો ચોકમાં, જાણે કળાયલ મોર!

એ પ્રમાણે થયું. મુંબઇ છોડયે ૧૧ દિવસ થયા છતાં જમીન ઉપર પગ મૂકવાની-અરે સ્ટીમર છોડવાની બંધી ! અગીયાર દીવસ સ્ટીમર ઉપર ફરજી-યાત કેદખાનું ભોગવ્યું છે છતાં તેટલાથી સંતોષ નથી? અરે સાહેબ ! શા માટે એક નજીવા કારણસર મારી લાગણી દુઃખાવો છો? મ્હને કીનારે નહિં ઉતરવા દેવાથી તમારી સત્તા જણાશે?

તુલસી હાય ગરીબકી, કદી ન ખાલી જાય
મુવે ઢોરકે ચામસે, લોહા ભસ્મ હો જાય.

એઓને મારી હાયની જરાપણ દરકાર હોય એમ જણાયું નહીં પણ જો એમ અહીં સીંગાપોરમાંજ ઢીલા થશું તો જેપાન તથા અમેરિકા કેમ પહોંચશું ? એમ વિચારી પાસપોર્ટ ઓફીસર સાહેબ પાસે પાછો ગયો અને કહ્યું કેઃ—

ઓફીસર અમે પરદેશી પાન,
સ્ટીમરમાં બેસીને આવીયા;
મને ઉતરવા દોને મહેરબાન,
સત્તા શાને જણાવો...
અમારી ભયંકર બાબત છે.

પણ એઓ સાહેબ ઉપર જરાપણ અસર થઇ નહીં અને જવાબ આપ્યો

કે મહેરબાની કરી મને હેરાન કરો નહિં ઠીક ભાઇ ઠીક, સત્તા પાસે શાણ-પણ શું કામનું ? " મનુષ્ય યત્ન ઇશ્વર કૃપા. " કોઇપણ કામમાં કદીપણ નિરાશ થવું નહીં એમ વિચાર કરી સ્ટીમરના 'ચીફ ઓફીસર' પાસે ગયો તેઓએ કહ્યું જે પાસપોર્ટ ઓફીસર સાહેબ પોલીસ ખાતાના ઉપરી છે તેમના કામની વચ્ચે મ્હારાથી આવી શકાય નહીં, પણ હું મારાથી બનતો પ્રયાસ કરીશ એમ કહી આશ્વાસન આપ્યુ અહા ! આશા એ શુ છે કે જે મરણને બીછાને સુતેલાને પણ હીંમત આપે છે. " કંઇ લાખો નિરાશામાં અમર આશા

છુપાઇ છે ?' થોડો સમય વ્યતિત થયો અને "સ્ટુઅર્ટ" બોલાવવા આવ્યો. આશા અને નિરાશા વચ્ચે લટકી રહેલા મનની સ્થીતિની કલ્પના કરી લેશો. "ચીફ ઓફીસરે" સાહેબને સમજાવ્યા જે એજ પેસેન્જર છે, મુંબઇથી આવે છે, કોલબોના સત્તાવાળાઓએ વાંધો લીધો નથી, પાસપોર્ટ ઉપર સીલોન પોલીસની છાપ છે, વિગેરે વિગેરે. "ચીફ ઓફીસર" ની વાત ઉપર ધ્યાન અપાયુ, સેવકની નિરાશ મુખ-મુદ્રા જોઇ સાહેબનું હૃદય પીગળ્યું અને પુરૂં નામ, ઠેકાણું કોની પેઢી તરફથી જાઉંછું, કયાં જાઉંછું કેટલો

કે મહેરબાની કરી મને હેરાન કરો નહિ ઠીક ભાઇ ઠીક, સત્તા પાસે શાણપણ શું કામનું? "મનુષ્ય યત્ન ઇશ્વર કૃપા." કોઇપણ કામમાં કદીપણ નિરાશ થવું નહીં એમ વિચાર કરી સ્ટીમરના 'ચીફ્ ઓફીસર' પાસે ગયો. તેઓએ કહ્યું જે પાસપોર્ટ ઓફીસર સાહેબ પોલીસ ખાતાના ઉપરી છે તેમના કામની વચ્ચે મ્હારાથી આવી શકાય નહી, પણ હું મારાથી બનતો પ્રયાસ કરીશ એમ કહી આશ્વાસન આપ્યું અહા! આશા એ શું છે કે જે મરણને બીછાને સુતેલાને પણ હીમત આપે છે. "કંઇ લાખો નિરાશામાં અમર આશા

છુપાઇ છે ! થોડો સમય વ્યતિત થયો અને "સ્ટુઅર્ટ" બોલાવવા આવ્યો. આશા અને નિરાશા વચ્ચે લટકી રહેલા મનની સ્થીતિની કલ્પના કરી લેશો. "ચીફ ઓફીસરે" સાહેબને સમજાવ્યા જે એજ પેસેન્જર છે, મુંબઇથી આવે છે, કોલ બોના સત્તાવાળાઓએ વાંધો લીધો નથી, પાસપોર્ટ ઉપર સીલોન પોલીસની છાપ છે, વિગેરે વિગેરે. "ચીફ ઓફીસર" ની વાત ઉપર ધ્યાન અપાયુ, સેવકની નિરાશ મુખ-મુદ્રા જોઇ સાહેબનું હૃદય પીગળ્યું અને પુરૂ નામ, ઠેકાણું કોની પેઢી તરફથી જાઉંછું, કયાં જાઉંછું કેટલો

સમય રોકાવાનો છું વિગેરે ઘણીજ ચોકસાઇ તથા બારીકીથી પુછી અને નોંધી લીધું અને.. સેવકને કીનારે ઉતરવાની સીંગાપોરમા જવાની રજા આપી. જોઇ લ્યો તે સમયનો આપણો આનંદ! પગમાં જોર આવ્યું અને એકદમ કેબીનમાં જઇ ટોપી પહેરી, સ્ટીમર પરથી કીનારે ઉતરી સીંગાપોર શહેર જોવા ચાલ્યા

કોણ જાણે એ શું છે કે બ્રીટીશ રાજ્યની એ ખાસ આદત છે કે જ્યાં જાય ત્યાં ફેરફાર અને સુધારો કરવા પ્રયાસ કરે. ૩૦ વર્ષ અગાઉ જે સ્થળે રત્નાકર સાગર પોતાની લીલા વર્તાવી રહ્યો હતો અને પૃથ્વીદેવીના ચરણો

પોતાની છોળોથી ધોવાઇ રહ્યો હતો ત્યાં અને ફર્સ્ટ ક્લાસ મોટી બેન્કોની ઇમારતો, સુંદર અને સ્વચ્છ રસ્તાઓ તે ઉપર દોડતી સંખ્યાબંધ જીનરીક્ષાઓ, મોટરકાર અને વિજળીની ટ્રામ જોઇ આપણા હૃદય ઉપર અસર થાય છે અને સ્વાભાવિક યાદ આવે છે કેઃ—

કહે સમય બલવાન હય,
નહી પુરૂષ બલવાન,
કાબે અર્જુન લુંટીયો,
ઓહી ધનુષ ઓહી બાણ.

સીંગાપોરના રસ્તા ઘણા સારા, સ્વચ્છ અને ઘણા રસ્તા ઉપર ડામર પાથરી આપેલા સુંબાઇના કોટના લતાના રસ્તા

જેવા બનાવેલા તે સિવાય બીજી વાત નહીં. મોટર હંકારી અને ચાલો સીંગાપોરથી સાત માઇલ દુર સીંગાપોરનું પાણીનું તળાવ જોવા. શું સુન્દર દેખાવ! ત્રણ બાજુ નાના નાના ડુંગરોની હાર, તે ઉપર ઉગેલા સુન્દર વૃક્ષો અને લીલું છમ ઘાસ, ચોથી બાજુએ સીધો કોન્ક્રીટનો મજબુત બંધ. ડુંગર ઉપરથી વરસાદનું પાણી પડે ને આ તળાવમાં એકઠું થાય. બંધ ઉપર જઇ તળાવની ખુબી જોવામાં આનંદ આવે છે. પાણી અમોએ જોયું ત્યારે સાડાત્રેવીસ ફીટ ઉંડુ હતું. સ્વચ્છ એટલું કે તેમાં ઝાડનું એક પાંદડું પણ નજરે પડે નહીં આ તળા-

વથી બે માઇલ સીગાપોરથી નવ માઇલ દુર આવેલા સીગાપોરના ગરમ પાણીના ઝરા જોવા ગયા એ પાણીમાંથી એરે-ટેડ વોટર યાને સોડા વિગેરે બનાવ-વામાં આવે છે. મને તેમાં કાંઇપણ નવાઇ જેવું લાગ્યુ નહી ત્યાં માત્ર એક મકાન અને આજુબાજુ બગીચો હતાં તથા દરવાજામાં એક સીપાઇ ઉભો ઉભો ચોકી કરતો હતો પરમાત્મા જાણે એ ગરમ પાણીના ઝરા ક્યાં હશે! એ નવ માઇલનો રસ્તો ડામર પાથરેલો આપણા મુંબઇના કવીન્સ રોડ જેવો છે અરે મરેર આપણી મુંબઇની મ્યુનીસીપાલીટી! તેના કાઉન્સીલરો અને

બરેખાંઓમાં થોડા સાહેબોને કુકડા પૂરવાનાં છાલકામાં નાખી સીગાપોરમાં ફેરવવા જોઇએ તો મને લાગે છે કે આપણી માનીતી વીઠલવાડીની તેલગલી, ભાયખલાના ઉંદર રહે તોપણ મુંઝાઇ જાય તેવા માણસોને રહેવાના મકાન અને આપણો નામીચો અને મરકીનું હેડકવાર્ટર થઇ પડેલો માંડવીનો લતો—એ ત્રણેના ભાગ્યનું ચક્ર ફરી જાય! પાછા ફરતી વખત રાફેલ સ્ટેચ્યુ જોયું. જે માણસે સીંગાપોર જીત્યું તેનુ આ પુતળું છે. અગ્રેજોની ખુબી તો એજ છે કે તે જીતનાર તો ચાલ્યો ગયો પરંતુ તેનું પુતળું તેના બહાદુર

કામની પીછાણ કરાવતું મોજુદ છે. અને દરેક અંગ્રેજ બચ્ચો તેના તરફ અભિમાન તથા માનની દ્રષ્ટિથી જુએ છે. અરે ઓ એક આનાની છબી અને સાત આના મઢાઈના ખર્ચી દેશ ભક્તની છબી ઘરની દીવાલના ખુણે ખાંચરે લટકાવી રાજી થનારા મ્હારા દેશ-બંધુઓ! આ વાત કાંઇ તમારા ધ્યાનમાં બેસે છે! અંગ્રેજોના સાચા ગુણો તમો કયારે ગ્રહણ કરશો? ત્યાંથી આગળ ચાલતાં સીગાપોરના ઝુલતા પૂલ આગળ આવ્યા. આ પૂલને એક છેડાથી બીજા છેડા સુધી સ્પ્રીંગ (કમાન)થી અધર રાખેલા છે અને તેને કોઇ પણ જાતના થાંભ-

લાનો ટેકો નથી. પૂલ ઉપર ડામર પાથરેલો રસ્તો તે ઉપરથી સંખ્યાબધ જીનરીક્ષા, મોટર, ટ્રામ, માણસ વગેરે પસાર થાય છતાં જરા પણ હલે નહી. સીંગાપોરની ટ્રામ ખડખડ પાંચમ જેવી ચાલે ત્યારે વેરાવળના દરીયા કીનારે મચ્છવો ઉંચા નીચો થાય છે તેમ થાય. જો બહુ ઠાંસીને જમ્યા હોય તો કાંતો પચી જાય અને નહી તો ઝાડા (જાડા નહીં હો!) થાય. આપણા દેશી હીંચકાની માફક એટલી હલે કે પાટા ઉપરથી કયારે ઉતરી પડશે તેનો ભરૂસો નહી. ટ્રામવેની ટીકીટ રેલ્વેની ટીકીટ જેવી અને

ભાડું માઇલના હીસાબે. પેસેન્જરોને ચડવું અથવા ઉતરવુ હોય ત્યારે ઉભી રાખે. મુંબઇની માફક સ્ટેશન નકી કરેલાં નથી. ટ્રામ વિજળીની છે છતાં ઉપર જણાવેલી હકીકત તેની શોભામાં વૃદ્ધિ કરે. સીગાપોરમાં ભાડુતી સાધનમા વધારે વપરાતી જીનરીક્ષા છે. જીનરીક્ષાની સંખ્યા એકલા સીગાપોરમા ચૌદ હજારની કહેવાય છે. તે ઉપરાંત ઘોડાગાડી તથા મોટર પણ ભાડે મળી શકે છે. ખરી રમુજ જીનરીક્ષાની છે. રબરના પૈડાંની, વજનમા ઘણી હલકી, આ જીનરીક્ષા ગાડીને તેમાં બેઠેલા એક અથવા બે

માણસને મનુષ્ય રૂપી ચીના બળદીયાને ખેંચી દોડતો જતાં જોઇ એક તરફ દયા અને બીજી તરફ રમુજ ઉત્પન થાય છે.

સીંગાપોર રબરનું મોટું મથક છે. સીંગાપોરનું તળાવ તથા ગરમ પાણીના ઝરા જોવા જતાં રસ્તાની બંને બાજુએ માઇલના માઇલ સુધી ઉભેલાં રબરનાં વૃક્ષો અને ખેતરો અને તે વચ્ચે સર્પાકારે પસાર થતો રસ્તો જોઇ ઘણોજ આનંદ આવે છે. અહીંથી પરદેશ ખાતે કાચું રબર ઘણા મોટા પ્રમાણમાં નીકાશ થાય છે. સીંગાપોર પૃથ્વીની મધ્યમાં આવેલું હોઇ ત્યાંની

રૂતુ નીયમસર નથી. આખો દિવસ સખ્ત તાપ પડે અને ગમે તે સમયે વરસાદ વરસે સીંગાપોરનું બંદર સારૂં છે. સ્ટીમર છેક કીનારા નજીક ઉભી રહે છે. પરન્તુ તેને વટાવી દેય તેવો સુન્દર દેખાવ બારામાં દાખલ થતાં તેમજ છોડતી વખતનો છે. નાના ખડકો નાના ટાપુ પ્રમાણે થોડે થોડે અંતરે વેરાયલા છે, તે ઉપર ઉગેલું લીલું છમ ઘાસ જાણે મખમલનો ગલીચો બીછાવ્યો હોયની તેવું લાગે છે.

તા. ૧૯-૧૦-૧૯...ના રોજ સવારના આઠ વાગે સ્ટીમર હોંગકોંગ જવા રવાના થઇ. સીંગાપોર છોડયા પછી

સ્ટીમરના કેપ્ટન સાહેબના મગજમાં ભૂત ભરાયું અને હોંગકોંગ એક દીવસ વહેલા પહોંચાય તે માટે સ્ટીમરના માર્ગનો ક્રમ બદલ્યો. સીંગાપોર છોડયા પછી બે દીવસ કોઇ પણ જાતની અડચણ નડી નહિં પરન્તુ ત્રીજે દીવસે કેપ્ટનના મગજમાં ભરાયેલા ભૂતે પોતાનું પરાક્રમ બતાવવા માંડયું. સ્હવારના વરસાદ જોસમાં વરસવા માંડયો. સમુદ્ર દેવે અત્યંત ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. મોજાં જોરથી ઉછળવા લાગ્યાં, પવન જોસથી ફુંકાવા માંડયો

સ્ટીમર નાનાં હોડકાં પ્રમાણે આમતેમ ડોલવા લાગી. આ શું થયું ?

અચાનક રૂતુમાં આવો ફેરફાર કેમ? તો કહે જે "ટાયફુન" ના પુછડાના સપાટા લાગે છે. "ટાયફુન" નો ખુલાસો કરૂં છું. "ટાયફુન" એ સખ્ત વંટોળીઓ છે અને તે ફીલી-પાઇન ટાપુના મનીલા શહેરથી શરૂ થઇ સીંગાપોર લગભગ નડે છે અને તેના સપાટામાં આવી જતા વહાણો અને સ્ટીમરોની સ્થિતિ ઘણીજ કફોડી અને કોઇ વખત જોખમકારક થઇ પડે છે. સ્ટીમર એક નાનાં હોડકા પ્રમાણે ડોલે છે.

ટાયફુન વખતે મોજાં જોસમાં ઉછળી સ્ટીમરના તુતક ઉપરથી પસાર

થાય છે અને એવાજ પ્રકારની બીજી મુસ્કેલીઓ નડે છે. તેટલા માટે હોંગ-કોંગ અને " ટાયફુન " નડે તેવાં બીજા બંદરોએ અમૂક જાતના રંગના વાવટા અને ફાનસ રાખેલાં છે અને જ્યારે " ટાયફુન " ની પધરામણી થશે એમ જણાય ત્યારે તે નીશાનીઓથી સ્ટીમરો તથા વહાણોને ચેતવણી આપવામાં આવે છે જે " ટાયફુન " ની પધરામણી થવાની છે માટે સાવચેત રહેજો અને રસ્તામાં રહેલાં બારકસોએ આડું અવળું લાગી જઇ એ દેવનો માર્ગ નીષ્કંટક કરી આપવો. અમારી બે દિવસ અગાઉ એ દેવ પસાર થઇ ગયા

હતા એટલે તેનાં સાક્ષાત દર્શન કર વાનો લ્હાવો અમને મળી શકયો નહીં પણ તેના પુછડાંની પ્રસાદી મળી અને તેટલાથીજ સંતોષ થઇ ગયો. ત્રણ દિવસ હેરાન થયા. કલાકના બાર માઇલની ગતિએ જતી સ્ટીમર આઠ માઇલની ગતિએ જવા લાગી. સ્ટીમ· રનું સુકાન અને " પ્રોપેલર " અડધાં બહાર દેખાવા લાગ્યાં અને હોંગકોંગ એક દિવસ વહેલા પહોંચવાને બદલે કયારે પહોંચશુ તેનો વિચાર આવવા લાગ્યો, વરસાદ ધોધમાર વરસતો હોય, મોજાં જોરમાં ઉછળતાં હોય, સ્ટીમરનું સુકાન કાબુમાં રહે નહી માટે દોરડાં બાંધ્યાં હોય અને હીંડોળા માફક

સ્ટીમર ઉપર નીચે થતી હોય તેવે સમયે આપણી સલામતિના વિચારો આવે, કુટુમ્બ અને દેશ યાદ આવે અને બ્હીકમાં પોતીયું ઢીલું થઇ જાય તો કોને કહેવું ? (મે પાટલુન પહેર્યું હતું જે બહુ ઢીલું થયું હોય એમ જણાતું નહોતું !) એ તોફાનની અસર સ્ટીમરના કેપ્ટન તથા માણસો ઉપર જરા પણ થઇ હોય એમ જણાતું નહોતું. ધૈર્ય અને શાન્તિથી તેઓ પોતાની ફરજ બજાવતા હતા. ગભરાટનું નામ નિશાન નહોતું. પ્રભુકૃપાથી એ સમય પણ પસાર થઇ ગયો અને તા. ૨૫-૧૦-૧૯...ના રોજ સહવારના સૂર્યોદય

સમયે હોંગકોંગના બંદરમાં દાખલ
થયા.

## હોંગકોંગ.

ઇસ્વીસન ૧૮૪૧ના જાન્યુઆરી મહી-
નાની ૨૦મી તારીખે અફીણી ચીન
પાસેથી બ્રીટીશોએ હોંગકોંગ મેળવ્યું.
દુનિયાના નક્શા ઉપર જો આપણે દ્રષ્ટિ
ફેરવશું તો તુરત આપણે એ પ્રજાની
વાણીયા બુદ્ધિનું રહસ્ય સમજી શકીશું.
દુનિયા ઉપર છુટાં છવાયાં સ્થળો તે-
ઓએ એવી રીતે મેળવેલાં છે કે જેથી
પ્રસંગ ઉભો થતાં તેઓ ગમે તેવા
પ્રચંડ શત્રુને પણ હંફાવી શકે. હોંગ-
કોંગનું બંદર પણ તેવા સ્થળો માંહેનું

એક છે. ન્હાના ન્હાના પ્હાડો કુદરતી એવા રહેલા છે કે તેની સુરક્ષિતા તુરત જણાઇ આવે છે. અહીથી મોટી મોટી જેપાનીઝ તથા અમેરિકન કુ. ઓની સ્ટીમરો જેપાન માર્ગે અમેરીકા જાય છે,

અગાઉ જણાવી ગયા પ્રમાણે હોંગ કોંગ સ્હવારના ૭ વાગ્યે પહોંચ્યા. સાડા દશ વાગ્યા સુધીમાં ભોજન વિગેરે આટોપી હોંગકોંગ શહેર જોવા ગયા. હોંગકોંગ શહેર પહાડની તળેટીમાં તેમજ ઉપર વસેલું હોઇ દેખાવ ઘણોજ રમણીય લાગે છે. તેમજ રાતના જયારે દીવા થાય છે ત્યારે દેખાવ એ ઘડી જોયા

એક છે. ન્હાના ન્હાના પ્હાડો કુદરતી એવા રહેલા છે કે તેની સુરક્ષિતા તુરત જણાઇ આવે છે. અહીથી મોટી મોટી જેપાનીઝ તથા અમેરિકન કું. આની સ્ટીમરો જેપાન માર્ગે અમેરીકા જાય છે,

અગાઉ જણાવી ગયા પ્રમાણે હોંગ કોંગ સ્હવારના છ વાગ્યે પહોચ્યા. સાડા દશ વાગ્યા સુધીમાં ભોજન વિગેરે આટોપી હોંગકોંગ શહેર જોવા ગયા. હોંગકોંગ શહેર પહાડની તળેટીમાં તેમજ ઉપર વસેલું હોઇ દેખાવ ઘણોજ રમણીય લાગે છે. તેમજ રાતના જ્યારે દીવા થાય છે ત્યારે દેખાવ બે ઘડી જોયા



" પીક ટ્રામવે " હોંગકોંગ

ખેંચાય છે. એક ટ્રામ ઉપર આવે ત્યારે બીજી નીચે જાય. ટ્રામને ગતિ આપનાર યંત્રનો એન્જીન રૂમ છેક ઉપર ૧૩૦૫ ફીટની ઉંચાઇએ આવેલો છે. એટલી ઉંચાઇએ ઘણાંજ ટુંક સમયમાં સપાટાબંધ ચડી જાય. ઉપર પહોંચ્યા પછી શહેરનો તેમજ બંદરનો દેખાવ ઘણોજ રમ્ય જણાય છે. પર્વત ઉપર છુટાં છવાયાં મકાનો આવેલાં છે. અને જયાં જયાં મકાન છે ત્યાં જવાના દરેક રસ્તા ડામર પાથરીને સુન્દર બનાવેલા છે.

હોંગકોંગથી તા. ૨૬-૧૦-૧૯...નારોજ સ્હવારના શેંઘાઇ જવા રવાના થયા તે

તા ૨૮-૧૦-૧૯...ના રોજ સાંજના ચાર વાગે શેંઘાઇ પહોંચ્યા. વીસ દીવસ સુધી જે કેબીનમાં (સ્ટીમરમાં) ઘર કરીને રહ્યા હતા તેને તજી દેતાં હૃદય ઉપર ન સમજી શકાય તેવા પ્રકારની અસર થતી હતી સ્ટીમર "દુનેરા" ને સગાંસ્નેહીઓ માટે પત્ર આપી, ગાંસડા પોટલાં લોન્ચમાં નાંખી, સલામ કરી રજા લીધી. લોન્ચ ચાલવા માંડી અને પાંચ મીનીટમાં અન્ય સ્ટીમરો સાથે "દુનેરા" ભળી ગઇ આશરે ૦l કલાકમાં શેંઘાઇના કીનારા ઉપર પહોંચ્યા. શેઘાઇ "ઇન્ટર નેશનલ પોર્ટ" હોવાથી ત્યાં પાસપોર્ટની જરૂર

નથી. સામાન કસ્ટમમાંથી પાસ કરાવી અમો એક ભલા પારસી ગૃહસ્થને ત્યાં જવા રવાના થયા. પ્રથમ અમારો વિચાર કોઇ સારા હોટેલમાં જવાનો હતો પરન્તુ તેવા સારા હોટેલમાં જગ્યા નહી હોવાથી એ ગૃહસ્થે અમોને આગ્રહપૂર્વક કહ્યું કે તમોને અડચણ ન હોય તો મારે ત્યાં ચાલો. મારી દુકાન ઉપરનો તમામ મજલો ખાલી પડયો છે અને તમોને ત્યા રસોઇ પાણીની તથા સુવા બેસવાની સારી સગવડ થશે. "ભાગ્યવાનને ઘેર ભૂત કમાય" એ પ્રમાણે થયું. અમોને ત્યાં દરેક પ્રકારની સગવડ મળી એટલુંજ

નહીં પણ જો અમો હોટેલમાં રહ્યા હોત તો દરેક જણને રોજના વીસથી પચીસ રૂપીઆનો ચાંદલો થાત અને જમવા વિગેરેની અગવડ ભોગવવી પડત. ખરેખર! ઓળખાણ એ દુની-યામાં મોટામાં મોટી ખાણ છે.

## શેંધાઇ

શેંધાઇ એક એવું શહેર છે કે જેને "ગરીબકી જોરૂ સબકી ભાભી" ની ઉપમા આપી શકાય. ત્યાં કોઇ એક રાજ્ય નથી. ચીનનો હક લાગે, અમે-રીકા સલાહ આપે, બ્રીટીશ વહીવટ કરે, ફ્રેન્ચ મદદ આપે અને જેપાન દેખરેખ રાખે. એ પ્રમાણે દુનીયાનાં

નથી. સામાન કસ્ટમમાંથી પાસ કરાવી અમો એક ભલા પારસી ગૃહસ્થને ત્યાં જવા રવાના થયા. પ્રથમ અમારો વિચાર કોઇ સારા હોટેલમાં જવાનો હતો પરન્તુ તેવા સારા હોટેલમાં જગ્યા નહી હોવાથી એ ગૃહસ્થે અમોને આગ્રહપૂર્વક કહ્યું કે તમોને અડચણ ન હોય તો મારે ત્યાં ચાલો. મારી દુકાન ઉપરનો તમામ મજલો ખાલી પડયો છે અને તમોને ત્યા રસોઇ પાણીની તથા સુવા બેસવાની સારી સગવડ થશે. "ભાગ્યવાનને ઘેર ભૂત કમાય" એ પ્રમાણે થયું. અમોને ત્યાં દરેક પ્રકારની સગવડ મળી એટલુંજ

શેંઘાઇ મુસાફરો માટે એક સાવચેતી રાખી રહેવાનું સ્થળ છે. કારણ કે ત્યાંની હવા ઘણીજ ખરાબ અને ભેજવાળી છે. રૂતુ તદન અનીયમિત છે. ગમે ત્યારે વરસાદ પડે અને સખ્ત ઠંડી વાય અથવા સખ્ત તાપ લાગવાથી કપડાં ઉતારી નાંખવા ઇચ્છા થાય. જો ભુલ ચુકથી જરા પણ બેદરકારી રાખી અથવા મરદાનગી બતાવી તો કાં તો હોસ્પીટલમાં જઇ પડે યા તો જીંદગી જોખમમાં લાવે. એટલા માટે નવીન મુસાફરે શેંઘાઇમાં પૂરતાં ગરમ કપડાં પહેરી રાખવાં તેમજ રાતના સુતી વખત બારી જરા પણ ખુલ્લી

મોટાં મોટાં રાજ્યો જેવાં કે ઈંગ્લંડ, અમેરીકા, ફ્રાન્સ, જેપાન વિગેરે સર્વ દેશોનો હક ત્યાં લાગે છે અને એ સઘળા રાજ્યોના પ્રતિનીધીઓ ત્યાં એકઠા મળી રાજ્યનો વહીવટ ચલાવે છે. કોઇ ચોકસ પ્રકારનું ચલણ હસ્તીમાં નથી. દરેક બેન્કોની નોટ જુદી. એટલુંજ નહી પરંતુ જો બ્રીટીશ રાજયને લગતા પ્રદેશમાં પત્ર લખવો હોય તો તે બ્રીટીશ પોસ્ટ ઓફીસ મારફત રવાના કરવો જોઇએ. જેટલાં રાજ્યોની ત્યાં સતા છે તે દરેક રાજ્યોની પોસ્ટ ઓફીસ પણ જુદી છે.

આવી. સમય થઇ ગયો હતો એટલે ત્યાં ઉભેલા સ્ટીમરના આશરે ૩૦ વર્ષની ઉમ્મરના ઓફીસરે એ બાઇને અત્યંત નરમાશથી અને સભ્યતાપૂર્વક જણાવ્યું કે "Mother! too late!!" "માતુશ્રી તમો ઘણાં મોડાં આવ્યાં" જે સાંભળી એ બાઈ પોતાની સહીને મળી તુરત નીચે ઉતરી અને સીડી ઉપાડી લેવામાં આવી. તેજ સમયે એક જેપાનીઝ જે સ્ટીમર ઉપર પોતાના મિત્રને મળવા આવ્યો હતો અને જેણે મિત્રને મળવામાં સ્ટીમર ઉપરથી પેસેન્જરો શિવાય અન્યએ ઉતરી જવું એવો ચેતવણી આપનારો ઘંટ સાંભળ્યો

મુકવી નહી એ જરૂરનું છે. શેંધાઇ પચરંગી પ્રજાનું સ્થાનક છે

શેંધાઇથી તા. ૧ લી નવેમ્બરે સ્હવારના દશ વાગે જેપાન જવા માટે રવાના થનારી નીપોનયુસેનકૈસાની સ્ટીમર "કુમાનો મારૂ" ઉપર નવ વાગ્યે પહોંચ્યા. જેપાન પહોંચવા પહેલાં એવી વાતો સાંભળેલી જે જેપાનીઝ પ્રજા અત્યંત વિનયવાળી છે તેનો અત્રે પ્રથમ અનુભવ થયો. સ્ટીમર દશ વાગે ઉપડવાની હતી, દશમાં આશરે જ્યારે એક બે મીનીટ બાકી હતી ત્યારે એક વૃદ્ધ અંગ્રેજ સ્ત્રારી પોતાની કોઈ સહીને મળવા

આવી. સમય થઇ ગયો હતો એટલે ત્યાં ઉભેલા સ્ટીમરના આશરે ૩૦ વર્ષની ઉમ્મરના ઓફીસરે એ બાઇને અત્યંત નરમાશથી અને સભ્યતાપૂર્વક જણાવ્યું કે "Mother! too late!!" "માતુશ્રી તમો ઘણાં મોડાં આવ્યાં" જે સાંભળી એ બાઈ પોતાની સહીને મળી તુરત નીચે ઉતરી અને સીડી ઉપાડી લેવામાં આવી. તેજ સમયે એક જેપાનીઝ જે સ્ટીમર ઉપર પોતાના મિત્રને મળવા આવ્યો હતો અને જેણે મિત્રને મળવામાં સ્ટીમર ઉપરથી પેસેન્જરો શિવાય અન્યએ ઉતરી જવું એવો ચેતવણી આપનારો ઘંટ સાંભળ્યો

નહોતો તે આવ્યો. સીડી ઉપાડી લીધી હતી અને સ્ટીમર કીનારાથી દુર હટી ગઇ હતી છતાં તેને જરા પણ ઠપકો આપ્યો નહી પરંતુ તુરત તેની કેડે દોરડું બાંધી કીનારે ઉતાર્યો અને સ્ટીમર આગળ ચાલી.

સ્ટીમર ધસારાબંધ આગળ ચાલી જતી હતી અને સાધારણ રીતે તોફાની ગણાતો સમુદ્ર અત્યત શાન્ત જણાતો હતો. એટલો શાન્ત સમુદ્ર અમારી તમામ મુસાફરીમા અનુભવ્યો નહતો. શેંઘાઇ છોડયા પછી પ્રથમ દીવસે કોઇ ખાસ જાણવા જેવો બનાવ બન્યો નહતો, શિવાય કે સ્ટીમર કું. તરફથી

દરેક પેસેન્જરોને જે સ્ટીમરમાં તેઓ મુસાફરી કરતા હતા તેજ સ્ટીમરનાં ચિત્રવાળાં પોસ્ટકાર્ડ ભેટ આપવામાં આવ્યાં. બીજે દીવસે દરેક જણને એકેક ટીનની ડબી આપવામાં આવી. વળી એ શા માટે? સ્ટીમર કું ના વહીવટદારો ઘણા ભલા માણસ જણાય છે કે એવી રીતે પેસેન્જરોને ભેટ આપે છે. એ ટીનની ડબીની ભેટથી પેસેન્જ-રોના મનમાં અકળામણ થઇ હોય એમ જણાયું. શે ઘાઇમા કોલેરા ચાલતો હતો જેથી શે ઘાઇથી જેપાન આવનારા દરેક પેસેન્જરોને ઉપર જણાવ્યા પ્રમાણે એક એક ટીનની ડબી આપવામાં

આવતી હતી અને તે ડબીમાં તેઓએ પોતાનો ઝાડો ભરી બહાર મુકેલાં એક ડબલામાં મૂકવી. અરે તારૂં કાળું મોઢું થાય રે? અમે ધર્મે વીસને નવ (ઓગણત્રીસ) તે કદી પણ આવું કામ કરીએ? આતો દરેક મુસાફરની પુરેપુરી કમબખ્તી કે બીજું કંઇ? હાથે કરી નર્ક ચુંથવું કોને ગમે? પરન્તુ ફરજી-યાત એટલે કંઇ ઉપાય નહોતો. આપણે છુટવા માટે અખાડા કર્યા જે મને સવારે જવાની ટેવ છે તો જવાબ મળ્યો જે કાંઇ ફીકર નહીં. તમોને પીચકારી મારી ઝાડો કરાવવામાં આવશે. જયાં સુધી તમારો ઝાડો

ડોકટર તપાસશે નહીં અને એમ જણાવશે નહીં જે તમો રોગ મુક્ત છો અને તમને કોલેરાની જરાપણ અસર નથી ત્યાં સુધી તમોને કીનારે ઉતરવા દેવામાં આવશે નહીં.

ત્રીજે દીવસે તા. ૩-૧૧-૧૯...ના રોજ સ્હવારના મોજી બંદરે પહોંચ્યા. અને દુનીયામાં સર્વ સ્થળો કરતાં જયાં સૂર્ય વહેલો ઉદય પામે છે તે ભુમિનાં અને ઉદય પામતા સૂર્ય નારાયણનાં દર્શન કર્યાં. જેપાન એ સૌંદર્યની ભુમિ છે એમ સ્ટીમર ઉપર ઉભા રહી આજુ બાજુ દૃષ્ટિ ફેરવવાથી જણાતું હતું. થોડો સમય વિત્યા બાદ

એ ત્રણ ડૉક્ટર સાહેબો અડધોક ડઝન નર્સને લઇ સ્ટીમર ઉપર આવ્યા. મુસાફરોના ચ્હેરા જોયા અને નર્સ પાસે પેલી અમુલ્ય વસ્તુ ભરેલી ડાબલીઓ ઉપડાવી ચાલતા થયા સઘળા પેસેન્જરોને સ્ટીમ લોન્ચમાં નાખી ક્વોરેન્ટાઇનમાં રાખવા માટે લઇ જવામાં આવ્યા આપણે બ્હીક લાગી જે ક્વોરેન્ટાઇનમાં હેરાન થવું પડશે પણ ત્યાં પહોંચ્યા પછી એ બ્હીક ખોટી હોય એમ લાગ્યું. જેપાન એ કંઇ હીન્દુસ્તાન નથી. આપણા દેશમાં ક્વોરેન્ટાઇનમાં રહેવાથી તન્દુરસ્ત માણસ પણ જો બીમાર ન પડે તો તે ભાગ્યશાળી ગણાય! વડીલો

પાસેથી એ વાત સાંભળેલી જે મુંબઇમાં
જ્યારે શરૂઆતમાં મરકી (પ્લેગ)
દાખલ થઇ ત્યારે તેને દેશમાં ફેલાતી
અટકાવવા માટે પાલઘર સ્ટેશન આગળ
કવોરેન્ટાઇન નાંખવામાં આવી તે સમયે
પ્રજાને જે ત્રાસ સાહન કરવો પડયો હતો
તે અસહ્ય હતો અને પરીણામમાં આજે
સમસ્ત દેશમાં શહેરે શહેર અને ગામે
ગામ મરકી પ્રસરી ગઇ છે અને દર
વર્ષે લાખો માણસોનો ભોગ લેય છે.
આ દેશમાં તેવું નથી. રોગ જરાપણ
ફેલાવો પામતો નથી એટલુજ નહી
પણ જો જરાપણ રોગનાં ચીન્હ જણાય
તો તુરતજ તે માટે ચાંપતા ઉપાય લઈ

કોઇપણ ભોગે તેનો નાશ કરવામાં આવે છે. આ દેશની પ્રજાને પોતાના વતની- ઓના આરોગ્ય તથા જીવનની કીંમત છે. હવે મૂળ વાત ઉપર આવીએ. ક્વોરેન્ટાઇન એટલે શું? સમુદ્ર તટ ઉપર એક સુન્દર ટેકરી ઉપર બાંધેલું સ્વચ્છ અને સુંદર મકાન. તેમાં ખાવા પીવાની મઝેની સગવડ. દુધ, ચહા, પાઉં, પટેટાં વિગેરે. નોકર ચાકર હાજર. સુવા માટે પલંગ, તે ઉપર સ્વચ્છ ચાદર અને ઓઢવા માટે સફેદ દુધ જેવા ત્રણ ગરમ બનુસ. ચોવીસ કલાક દરેક મુસાફરને ક્વોરેન્ટાઇનમાં રહેવાનુ હતુ જે સમય દરમ્યાન જાણી શકાય જે

તેને કોઇ જાતનો રોગ છે કે નહીં. વિદેશીઓ માટે જુદા ઓરડા એક ઓરડામાં ચારથી વધારે માણસ નહી ક્વોરેન્ટાઇનમા રહેવાનો ચાર્જ રૂા. ૭. અને તે દરેક મુસાફર પાસેથી ટીકીટ લેતી વખત વસુલ કરવામાં આવતો હતો. એવા સ્થળમાં ચોવીસ કલાકને બદલે દશ દીવસ રહેવું પડે તોપણ વાંધો આવે નહીં. આપણા દેશની ક્વોરેન્ટાઇનની સરખામણી આ સાથે થઇ શકે નહી.

બીજે દીવસે સ્હવારે ત્યાંથી નીપોનયુશેન કૈશાના વેરહાઉસમાં ગયા કે જ્યાં આગલે દીવસે અમારો સામાન લઇ જવામાં

આવ્યો હતો. ત્યાં જઇ સામાન કસ્ટમમાંથી પાસ કરાવ્યો. જાપાનમાં તમાકુ-ખાવાની અને પીવાની-ઉપર સખ્ત જગાત છે. અને અમુક હદ કરતાં જો વધારે હોય અને તે જાહેર કર્યા વિના છુપી રીતે પસાર કરવા માટે યત્ન કર્યો અને તેમ કરતાં જો પકડાયા તો પુરેપુરી કમબખ્તી સમજવી. સીધી રીતે કપડાં બતાવ્યાં તો ઝાઝો ત્રાસ નથી.

મોજીના બંદરેથી સ્ટીમ લોંચમાં બેસી આશરે ૦ા કલાકના રસ્તા ઉપર આવેલા શીમોનોશીકીના રેલ્વે સ્ટેશને ગયા. ત્યાંથી રાતના ૭—૧૦ મીનીટે

રવાના થતી લીમીટેડ એક્સપ્રેસમાં યોકોહામા જવા રવાના થયા. ટ્રેન માટે જરા ઇસારો કરું છું. જેપાનમાં પહેલી રેલ્વે લાઇન અંગ્રેજ એન્જીનીયરોની મદદથી ઇ. સ. ૧૮૬૯ માં શરૂ કરવામાં આવી. આ લાઇન જેપાનના બંદર યોકોહામા અને પાટનગર ટોકીઓ વચ્ચે અઢાર માઇલની હતી. તે ઇ. સ ૧૮૭૨માં પુરી થઇ. તે સમયની રેલ્વેનું ચીત્ર જોતાં અને હાલની રેલ્વે જોતાં એ બન્ને વચ્ચે આસમાન જમીનનો ફરક જણાય છે. અમે જે ટ્રેનમાં રવાના થયા તેમાં ફક્ત ફર્સ્ટ અને સેકન્ડ કલાસજ. ટ્રેન

" કોરીડોર " જેવી. એક છેડાથી બીજા છેડા સુધી જઇ શકાય. સુવાની ઉત્તમ સગવડ તેમાં બે પ્રકાર ઉપરની બર્થ અને નીચેની બર્થ. નીચે કરતાં ઉપરનો ચાર્જ પદર વીસ ટકા વધારે હોય છે તેમાં બીછાનાં, તકીયા, ઓઢવા માટે બનુસ વિગેરે મળે છે પેસેન્જરો એક બીજાને જોય નહી તેથી આડા પડદા રાખવામાં આવે છે. કોઇ શોખીન જીવડાને સુતે સુતે વાંચવાનો શોખ હોય અને પડદા હોય તો અંધારૂ થાય કઇ ફીકર નહીં તે માટે સુવાની જગ્યાએ બે વીજળીની બતી રાખેલી હોય છે. ટ્રે-નમાં કામ

કરનારા બોય બીજાનું તયાર કરી જાય છે અને સહવારના ઉપાડી લેય છે. તથા ઓછાડ વિગેરે ધોવામાં નાખે છે. રેલ્વે ગવર્નમેન્ટની માલીકીની છે. વખત અને સગવડ ઉપર પુરતું ધ્યાન અપાય છે મોટા સ્ટેશનોએ ગવર્નમેન્ટ હોટેલ છે અને તે સંબંધે મુસાફરોની કેટલી સગવડ સંચવાય છે તે જુઓ. દૃષ્ટાંત તરીકે તમો એક સ્ટેશનેથી અમૂક સ્ટેશને (સ્થળે) જવા રવાના થયા. અડધે રસ્તે પહોંચ્યા પછી કયાં ઉતરવું તેનો વિચાર થયો તે માટે જરા પણ મુઝાવા જેવું નથી. ટ્રેનમાં બોય હોય છે તેને તાર લખીને આપો

"કોરીડોર" જેવી. એક છેડાથી બીજા છેડા સુધી જઇ શકાય. સુવાની ઉત્તમ સગવડ તેમાં બે પ્રકાર ઉપરની બર્થ અને નીચેની બર્થ. નીચે કરતાં ઉપરનો ચાર્જ પંદર વીસ ટકા વધારે હોય છે તેમાં બીછાનાં, તકીયા, ઓઢવા માટે બનુસ વિગેરે મળે છે પેસેન્જરો એક બીજાને જોય નહી તેથી આડા પડદા રાખવામાં આવે છે. કોઇ શોખીન જીવડાને સુતે સુતે વાંચવાનો શોખ હોય અને પડદા હોય તો અંધારૂં થાય કંઇ ફીકર નહી તે માટે સુવાની જગ્યાએ બે વીજળીની બતી રાખેલી હોય છે. ટ્રેનમાં કામ

કરનારા બોયબીછાનું તયાર કરી જાય છે અને સ્હવારના ઉપાડી લેય છે. તથા ઓછાડ વિગેરે ધોવામાં નાખે છે. રૈલ્વે ગવર્નમેન્ટની માલીકીની છે. વખત અને સગવડ ઉપર પુરતું ધ્યાન અપાય છે મોટા સ્ટેશનોએ ગવર્નમેન્ટ હોટેલ છે અને તે સબંધે મુસાફરોની કેટલી સગવડ સંચવાય છે તે જુઓ. દષ્ટાંત તરીકે તમો એક સ્ટેશનેથી અમૂક સ્ટેશને (સ્થળે) જવા રવાના થયા. અડધે રસ્તે પહોચ્યા પછી કયાં ઉતરવું તેનો વિચાર થયો તે માટે જરા પણ મુઝાવા જેવું નથી ટ્રેનમાં બોય હોય છે તેને તાર લખીને આપો

" કોરીડોર " જેવી. એક છેડાથી બીજા છેડા સુધી જઇ શકાય. સુવાની ઉત્તમ સગવડ તેમાં બે પ્રકાર ઉપરની બર્થ અને નીચેની બર્થ. નીચે કરતાં ઉપરનો ચાર્જ પંદર વીસ ટકા વધારે હોય છે તેમાં બીછાનાં, તકીયા, ઓઢવા માટે બનુસ વિગેરે મળે છે પેસેન્જરો એક બીજાને જોય નહી તેથી આડા પડદા રાખવામાં આવે છે. કોઇ શોખીન જીવડાને સુતે સુતે વાંચવાનો શોખ હોય અને પડદા હોય તો અંધારૂં થાય કંઇ ફીકર નહીં તે માટે સુવાની જગ્યાએ બે વીજળીની બતી રાખેલી હોય છે. ટ્રેનમાં કામ

કરનારા બોય બીછાનું તયાર કરી જાય છે અને સ્હવારના ઉપાડી લેય છે. તથા ઓછાડ વિગેરે ધોવામાં નાખે છે. રેલ્વે ગવર્નમેન્ટની માલીકીની છે. વખત અને સગવડ ઉપર પુરતું ધ્યાન અપાય છે મોટા સ્ટેશનોએ ગવર્નમેન્ટ હોટેલ છે અને તે સંબંધે મુસાફરોની કેટલી સગવડ સંચવાય છે તે જુઓ. દષ્ટાંત તરીકે તમો એક સ્ટેશનેથી અમૂક સ્ટેશને (સ્થળે) જવા રવાના થયા. અડધે રસ્તે પહોંચ્યા પછી કયાં ઉતરવું તેનો વિચાર થયો તે માટે જરા પણ મુઝાવા જેવું નથી. ટ્રેનમાં બોય હોય છે તેને તાર લખીને આપો

એટલે તે બીજા સ્ટેશનેથી તાર આપશે. ગવર્નમેન્ટ હોટેલમાં ઉતરવું હોય તો તારનો ખર્ચ પણ આપણે આપવો નહીં. રસ્તાના ખર્ચ માટે જરૂર કરતાં વીશેષ પૈસા સાથે હોય તો તે સાચવવાની ફીકરમાં આખી રાત ઉંઘ વેચી ઉજાગરો કરવાની જરૂર નથી. ટીકીટ લેતી વખતે તમો જેટલા પૈસા વધારે આપશો તેટલાની હુંડી તમોને આપશે અને જે સ્ટેશને તમો ઉતરો ત્યાં અથવા માર્ગમાં કોઇ પણ સ્ટેશને સ્ટેશન માસ્તરને તે હુંડી બતાવવાથી તેમાં જણાવેલી રકમ તુરત અથવા ત્રીસ દીવસ સુધી આપવામાં આવશે.

સાથેના સામાન માટે પણ સારો બંદો-બસ્ત છે. દરેક દાગીના બ્રેકમાં નાખવાજ જોઇએ. ફક્ત હેન્ડબેગ અથવા એવા નાના દાગીના સાથે હોય તો વાંધો નહીં. તે પણ બે ત્રણથી વધારે ન હોય તો સારૂં. બ્રેકમાં નાખેલા સામાનમાંથી કઇ પણ ચોરાઈ જવાની ધાસ્તી નથી. ટ્રેનમાં બેઠા પછી એમ લાગે જે આ સામાન આપણી પાસે ન હોત તો ચાલત, તો તે સામાન બોયને સોંપવો. જે તમે જયાં ઉતરશો ત્યાં આપશે અને આખો રસ્તો સાંચવી રાખશે. દરેક મોટાં સ્ટેશનોએ હાથ મ્હોં ધોવાનાં સ્વચ્છ

સ્થળ છે. ઠંડીના સમયમાં ઠંડા પાણીથી હાથ મ્હોં ધોતાં જરા મન ન થાય તો તેવે સમયે નળમાંથી ગરમ પાણી મળે તે જાતની ગોઠવણ. ટ્રેનમાં છેક છેવટે "ઓબઝરવેશન કાર" હોય કે તેમાં બેસી આજુ બાજુના દેખાવો નીહાળ્યા કરો. અથવા કોઇ મિત્રને પત્ર લખવો હોય તો તે સાધન પણ તૈયાર પત્ર બોયને આપો એટલે તે પોસ્ટ કરી આવશે દરેક પેસેન્જર માટે મ્હોં લુવાના ટુવાલ. દરેક બર્થ (બેઠક) આગળ વીજળીની ઘંટીનું બટન. તમારે ચહાપાણી જોઇએ અથવા બીજુ કંઇ કામ હોય ત્યારે બટન દાબો એટલે

ખોય તમારી સેવામાં હાજર છે ડબાની અંદર ગોઠવણુ એવી કે જ્યારે બરફ પડે અથવા ઠંડી વધારે હોય ત્યારે "સ્ટીમ પાઇપ" માંથી વરાળ નીકળે અને તેથી અંદરની હવા ગરમ રહે. મોટાં મોટાં સ્ટેશનોએ પાંચથી સાત મીનીટ અને બીજા સ્ટેશનોએ ત્રણુથી પાંચ મીનીટ ઘણી થઇ. અહા ! તે સમયે મને આપણા હૃદયને ઠંડક આપે તેવી આપણી કાઠીઆવાડની રેલ્વે અને વઢવાણ રાજકોટ અને જેતલસર કલાકોના કલાક સુધી પડી રહેતી મેલ અને ફાસ્ટ પેસેન્જર ટ્રેનો કેવી યાદ આવતી હતી ! અંધારા ડબામાં બકરા પેઠે પુરાઇ

રહેતા મુસાફરોની હાડમારીનો ખ્યાલ "રીઝવર્ડ સલુન" મા મુસાફરી કરતા બડા સાહેબોને ક્યાંથી આવે? સમય એ પૈસો છે એમ જ્યારે દુનિયાની પ્રજા માને છે ત્યારે આપણે "દીવસના ક્યાં દુકાળ છે આજે નહીં તો કાલે" એ કહેવત પ્રમાણે વર્તી પોતાને તથા દેશને કેટલો પછાત રાખેલ છે એ જો સમજતા થઇએ તો કેટલું સારૂં થાય? અસ્તુ: રાત્રિનો સમય, યૌવનમદમાં આવેલી ખુબસુરત ચાંદની, આંખને અને હૃદયને ઠંડક આપે તેવા સુન્દર પહાડો! અને દેખાવો, ઝડપથી જતી એક્સપ્રેસ ટ્રેન એ બધાંનો અનુભવ લેતા હોઇએ તેવે

સમયે ઉપર જણાવ્યા પ્રમાણે આપણા દેશની સ્થીતિ યાદ આવે તેમાં નવાઇ નથી.

રેલ્વેના નાનાં મોટાં દરેક સ્ટેશનોએ જ નહીં પણ સીગનલોમાં પણ ઇલેક્ટ્રીક લાઇટ. ટ્રેઇનની બન્ને બાજુ થોડા માઇલ એવા સાથે નહીં ગયા હોય કે જ્યાં મકાનો અને ઇલેક્ટ્રીક લાઇટ ન હોય. આખો રસ્તો જ્યાં નજર ફરીએ ત્યાં તારનાં દોરડાંજ દોરડાં. જાણે સમસ્ત જેપાનને દોરડાંથી જકડી લીધેલું હોયની ! એ સર્વ જોતા તા. ૫-૧૧-૧૯...ના રોજ રાતના આઠ વાગે યોકોહામા પહોંચ્યા. પ્રભુકૃપાથી

એ લાંબી મુસાફરી દરમ્યાન કોઇ જાતની અગવડ નડી નહોતી એટલુ જ નહીં પરન્તુ મુસાફરી ઘણાજ આનદ અને સુખથી કરી હતી.

મુંબઇથી યોકોહામા પહોંચ્યા. એ મુસાફરી દરમ્યાન શું શું વસ્તુઓ તથા કપડાં આવશ્યક છે તે જણાવું છું. મુંબઇથી (હીન્દુસ્તાનથી) ઇંગ્લંડ, યુરોપ, અમેરીકા જેપાન જવા પહેલાં આપણે ઘણા મોટા ખ્યાલમાં રહી જરૂરીઆત કરતાં વિશેષ ખર્ચ કરીએ છીએ જેથી સાથે લીધેલાં કપડાંનો મોટો ભાગ નકામો પડી રહે તેવો સમય કોઇ વખત ઉભો થાય છે. માટે હીન્દુસ્તાનથી રવાના થતી વખત

નીચે પ્રમાણે કપડાં સાથે રાખી જે દેશમાં જવું હોય ત્યાં પહોંચ્યા પછી તે દેશના રીવાજ તથા રૂતુને અનુકુળ કપડાં શીવડાવવાં એ ઇચ્છવા યોગ્ય છે. તેમ કરવાથી સાથે ઘણાં કપડાં લેવાના ખર્ચમાં અને ત્રાસમાં બચાવ થશે. મારા અનુભવ પ્રમાણે મુંબઇથી જેપાન જવાવાળાએ નીચે જણાવ્યા પ્રમાણે કપડાં તથા દવા સાથે રાખ્યાં હોય તો ઠીક થશે ગરમ સુટ ૨ (ફેશનેબલ થવું હોય અને ડ્રાઇનીંગ હોલમાં જમવા જવું હોય તો કાળો સુટ ૧ ખાસ જરૂર નથી પડતી) સાધારણ. તથા જાડો ગરમ સુટ ૧.

ચાઇનાસીલ્ક સુટ ૧. ખમીસ ગરમ ૩. સુતરાઉ ૩ પાયજામા ૩. કોલર નરમ ડઝન ૦ાા તથા હાર્ડ ડઝન ૦ાા સુત-રાઉ જાડો ગંજીફરાક ૨. શાલ્ડરોઝ નંગ ૨ ગરમ. આખી બાંયના ગંજી-ફરાક ૨. નેકટાઇ ૩. સ્વેટર હોય તો સારાં નંગ ૨ લેવાં. નેપકીન ૩. સુત-રાઉ મોજાં ડઝન ૦ાા. ગરમ ડઝન ૦ા ઓવરકોટ સારો જાડો ૧. ટાઇકલીપ, ટુથ પાવડર, બ્રશ વિગેરે. તે ઉપરાંત દવામાં કોલનવોટર શીશી ૧. કવીનાઇન શીશી ૧. પેનકીલર શીશી ૧. તથા એરંડીયું શીશી ૧. એટલું હશે તો ચાલશે.

મુસાફરી દરમ્યાન જે જે બંદરોએ સ્ટીમર લંગર કરે ત્યાં મેલાં થયેલાં કપડાં કેબીન બોયને આપવાં જે ધોબીને આપશે અને સ્ટીમર રવાના થવા અગાઉ ધોવાઇને આવી જશે. ધોવરાવવાનો ચાર્જ પણ ઘણો આકરો પડતો નથી. દવા તથા કપડાં વધારે લેવાની જરૂર નથી. દરીયાની સ્વચ્છ હવાથી તન્દુરસ્તી ઘણી સારી રહે છે અને ભુખ પણ અચ્છી લાગે છે. કપડાં વધારે ન લેવાનું કારણ એ જે જે દેશમાં જઇએ ત્યાંની ફેશન તથા રૂતુને અનુકુળ કપડાં મળી શકે છે. આપણા દેશ કરતાં જરા મોંઘાં મળે

છે પરન્તુ તે દેશના બરનાં એટલે પછી નાહક બેવડો ખર્ચ કરી પસ્તાવું પડે નહીં. ઉપર પ્રમાણે મારો અનુભવ છે. બાકી કપાળે કપાળે મતી જુદી.

Snow fall રવીવારનો દીવસ હતો. તેથી નિવૃતિ જોઇએ તેટલી. સ્હવારના ઉઠયો અને ઓરડાની બારી ઉઘાડી બહાર દ્રષ્ટિ ફેંકું છું તો આકાશમાથી રૂના પૂમડાંનો વરસાદ વરસતો હોય એમ લાગ્યું. અગાઉ એક વખત બરફ પડતો જોયેલું એટલે આ વખત સમજાયું જે બરફ પડે છે. શરૂઆતમાં થોડું થોડું પડતું હતું પરન્તુ સમુદ્રમાં ધીમે ધીમે જેમ જેમ ભરતી વધતી

જાય છે તેમ બરફ પણ વધારે જોસસ પડવા માંડ્યું અને બપોરના એક વાગ્યા સુધી તેણે સર્વ સ્થળે પોતાનું સામ્રાજ્ય જમાવી દીધું. મકાનોનાં છાપરાં, બારીની ધાર, ઝાડ તેમજ રસ્તા ઉપર જ્યાં જોઈએ ત્યાં જાણે કુદરતે કેમ સફેદ ચાદર બીછાવી હોયની! દેખાવ એટલો રમણીય લાગે કે બારી પાસે ઉભા રહી જોયા જ કરીએ માર્ગ ઉપર બીછાવેલી એ બરફની ચાદરને ભ્રષ્ટ કરવા ક્વચિત કોઇ માણસ અથવા ફુરસાવાળો પસાર થતાં તેના પગના પડી રહેલાં પગલાં તથા ફુરસાના પૈડાના ચીલા ચોરવાડના સમુદ્ર તટે

મોજાંની છોળો ઉછળતાં જે ફીણ થાય છે તેવાં જણાતાં હતાં. બહાર ઠંડી સખત લાગે અને પવન માથેથી ટોપી ઉડાડી દેવામાં પરાક્રમ માની વિકટ હાસ્ય કરતો હોય તેમ જોસથી સુસવાટા મારે આંખોમાંથી તથા નાકમાંથી વગર સળેખમે પાણી ચાલ્યાં જાય. એવી ઠંડીથી બ્હીવાનું કંઈ કારણ નથી.' કાચની બારી બંધ કરી ઓરડામાં "સ્ટવ" સળગાવી બેસીએ કે જેથી બહારનો દેખાવ જોવાય અને ઠંડી લાગે નહીં. આખો દીવસ એમ બેસી રહીએ તો કંટાળો આવે જેથી થોડો સમય બારીની પાળ-કીનારે ઉપર

એકઠા થયેલા બરફને લઇ કાચન ગ્લાસમાં દાબી ગ્લાસ બનાવીએ દડો બનાવીએ, તેમાંથી થોડું ખાઇએ અને કોઇ વખત એક બીજા મિત્રો ઉપર તેનો ઉપયોગ કરી હોળી ખેલવાનો લ્હાવો લઇએ. બીજે દીવસે બરફ પડતું બંધ થયું તેથી પાસેના બગીચામાં ફરવા ગયો. શું ત્યાંનો દેખાવ! બેસવાના બાંકડા, વૃક્ષો, તારનાં દોરડાં, માર્ગ વિગેરે બરફમય જણાતું હતું. કેટલાક શોખીનો "હેન્ડ કેમેરા" લઇ "વ્યુ" લેતા હતા. પરન્તુ વિશેષ ધ્યાન ખેંચ-નાર દેખાવ તો બરફ ઉપર દોડતાં અને હાથમાં બરફ લઇ ક્રીડા કરતાં

બાળકોનો હતો. આઠ દશ ઈંચ બરફના થર ઉપર દોડતાં એ બાળકો, બરફમાં પડી રહેલાં તેમનાં નાજુક પગલાં, તેમના દોડવાથી તથા હાથો વડે ઉડી રહેલુ બરફ જોઇ ઘણો આનંદ આવતો હતો. એક લેખકે સત્ય લખ્યુ છે કે "Japan is the paradise of children." જેપાન એ બચ્ચાઓનું સ્વર્ગ છે. તેનો અનુભવ આ દેશમાં ઘણી સારી રીતે થાય છે. માતાની, ભાઇની, બ્હેનની પીઠ ઉપર, માર્ગ ઉપર અને જ્યાં જુઓ ત્યાં બાળકોજ નજરે પડવાનાં. રસ્તામાં રમતા એ પ્રભુના "પયગમ્બરો" ને કુરમા તેમજ મોટરની હડફટમાંથી

બચાવનાર ફેરૂમાવાળાની ખુમ કે મોટરવાળાની હુશીયારી નથી પરન્તુ એ સર્વશક્તિમાન પ્રભુની કૃપા વિના અન્ય શું હોઇ શકે? રૂષ્ટપુષ્ટ બાંધાનાં, ભરેલા અવયવનાં, ગુલાબી ચ્હેરાનાં એ બાળકોને જોઇ જેપાન દેશની પ્રજાના આરોગ્ય વિશે હૃદયમાં ઉંડી છાપ પડે તેમાં નવાઇ નથી.

જેપાનીઝ પ્રજાની રહેણી કરણી તથા તેઓમાં જે મુખ્ય ગુણ જણાય છે તે જણાવું છું. આ પ્રજા નવું વર્ષ કેવી રીતે ઉજવે છે તે જોઇએ નવું વર્ષ બેસવાના એક અઠવાડીઆ અગાઉ સર્વત્ર લાઇટ તેમજ ધમાલ જોવામાં

કોઇપણ ચીજની નકલ કરવામાં અને શીખવામાં હુશીયાર છે. તેઓના ઘરમાં જઇએ તો સ્વચ્છતાઇ ઘણી. જોઇએ તેટલાં માણસ રહેતાં હોય તો પણ જરાપણ અવાજ નહી. પ્રજા રાજાને દેવ તરીકે માને છે. રાજા ભાગ્યેજ બહાર નીકળે છે. રાજા જ્યારે રસ્તા ઉપરથી પસાર થાય ત્યારે ઉપરથી કોઇથી તેના સામું જોવાય નહી, એટલુંજ નહીં પણ રસ્તા ઉપર નીચું જોઇ ઉભા રહે. રાજા જે કઇ કહે તે "બાપુ કહે સો કબુલ" રાજ્યનુ લક્ષ્ય બીન્દુ પણ તેવુંજ છે. પોતાની પ્રજા કેમ સુખી

કરવાથી એ માણસનો રોગ દુર થાય અને સાજો થાય આ ક્રીયા ઠંડીના અમુક એકજ માસમાં કરવામાં આવે છે.

જેપાનીઝ પ્રજામાં સન્માનકારક ગુણ તેમજ મહેનત કરવાની ટેવ છે. કામથી તેઓ જરાપણ કંટાળશે નહીં સ્વદેશાભિમાન અત્યંત છે. સભ્યતા અને સ્વાગતમાં તેઓ અન્ય દેશની પ્રજા કરતાં જરા પણ ઉતરતા નથી. સ્વચ્છતાઇ ઘણી છે. દરરોજ રાત્રિના ગરમ પાણીથી ન્હાયા શિવાય રહેશે નહી. કરકસર કરવી અને સુક્ષ્મ બુદ્ધિથી વ્યાપાર કરવો એ તેઓનું લક્ષણ છે. જમાના પ્રમાણે આગળ વધવું એ જાતનો જુસ્સો છે.

કોઇપણ ચીજની નકલ કરવામાં અને શીખવામાં હુશીયાર છે. તેઓના ઘરમાં જઇએ તો સ્વચ્છતાઇ ઘણી. જોઇએ તેટલાં માણસ રહેતાં હોય તો પણ જરાપણ અવાજ નહી. પ્રજા રાજાને દેવ તરીકે માને છે. રાજા ભાગ્યેજ બહાર નીકળે છે રાજા જયારે રસ્તા ઉપરથી પસાર થાય ત્યારે ઉપરથી કોઇથી તેના સામું જોવાય નહીં, એટલુંજ નહીં પણ રસ્તા ઉપર નીચું જોઇ ઉભા રહે. રાજા જે કંઇ કહે તે "બાપુ કહે સો કબુલ" રાજયનું લક્ષ્ય બીન્દુ પણ તેવુ જ છે. પોતાની પ્રજા કેમ સુખી

થાય અને આગળ વધે, દેશ કેમ આબાદ અને સમૃદ્ધિવાન બને, દેશના હુન્નર ઉદ્યોગ કેમ ખીલે તથા વધે, એવી એવી પ્રજાના હિતની વાતો ઉપર પૂરતું ધ્યાન અપાય છે. જેપાન દેશનો વ્યાપાર વિદેશની હરિફાઇમાં ટકી શકે તે માટે જેપાનીઝ સરકાર અમુક સ્ટીમર કુંપનીઓને દર વર્ષે લાખો યેન આપે છે. જ્યાં રાજા પ્રજાની વ્હારે ચડે ત્યાં પ્રજાનું દુઃખ કેમ ટકી શકે?

જેપાનમાં ઘરના કામકાજ માટે નોકરો તરીકે ઝાઝો ભાગ સ્ત્રીઓ હોય છે. રસોઇ કરનારને કુકસાન તથા કામકરનારને અમાસાન કહે છે. તેઓ ઘરનું

દરેક કામકાજ કરે શાકપાન લાવે અને હીસાબ રાખે, દર અઠવાડીએ ધોબીને કપડાં આપે અને નોંધ રાખે, વિગેરે. દાનતના પણ ચોખ્ખા હોય છે. એક પાઇ પણ જવાની ધાસ્તી નહી (ગામ હોય ત્યાં કોઇ તેવા હોય તે અપવાદ-રૂપ ગણાય) સભ્યતા અને આજ્ઞાંકિત-પણું એ તેઓના મુખ્ય ગુણ છે. કોઇ પણ કામ કોઇપણ સમયે કરવાની આજ્ઞા આપીએ તે ખુશીથી કરી નાખશે, જરાપણ કંટાળશે નહીં.

વ્યાપાર માટે (રેશમ અથવા બીજા) અત્રે જરાપણ કડાકુટ નથી. વેપારીઓ આપણી ઓફીસે માલ લાવે. આપણે

પ્રસન્ન આવે તે રાખીએ બાકીનો પાછો આપીએ. નોકરો હોય તે માલની ઘડી કરે, બાંધે, નંબરો છાપે. ડાબલા-વાળો ડાબલા બનાવી આપી જાય તેમાં માલ ભરાઈ તૈયાર થાય એટલે પેટીવાળો આવી માપ લઇ જાય અને પેટી બનાવી લાવે તેમાં માલ ભરાઇ પેક થાય એટલે મુકાદમને સોપીએ એટલે તે સ્ટીમરમાં ચડાવી રસીદ લાવી આપે. આતો જથાબંધ વેપારની વાત થઈ. હવે પરચુરણ વેપારની પદ્ધતિ જુઓ. આપણે ત્યાં કાપડ મારકીટ, શાકમારકીટ, ત્રાંબાકાંટો એમ જુદા જુદા વેપારનાં જુદાં જુદાં સ્થળો

છે, તેમજ એક એક જાતના માલના વેપારી એક બીજા પાસે પાસે બેસી વેપાર કરતા હોવાથી તેઓ વચ્ચે ઘણી હરીફાઇ ચાલે છે એટલુંજ નહીં પણ કોઇ વખત મુદલ ભાવે અને કોઇ વખત ખોટથી પણ વેપાર કરે છે જો આપણે વેપારી પાસેથી માલ ખરીદ કર્યો હોય તો તે વેપારીનો હરીફ તેના કરતાં ઓછે ભાવે આપી ખરીદ કરેલો માલ પાછો કરાવવામા પોતાની પ્રવીણતા અને મોટાઇ માને છે. જો ગ્રાહકી ન હોય તો એક બીજાની દુકાને જઇ વાતોના ગપાટા મારશે. અત્રે તેવુ કંઇ પણ

પ્રસન્ન આવે તે રાખીએ બાકીનો પાછો આપીએ. નોકરો હોય તે માલની ઘડી કરે, બાંધે, નંબરો છાપે. ડાબલા-વાળો ડાબલા બનાવી આપી જાય તેમાં માલ ભરાઈ તૈયાર થાય એટલે પેટીવાળો આવી માપ લઈ જાય અને પેટી બનાવી લાવે તેમાં માલ ભરાઈ પેક થાય એટલે મુકાદમને સોપીએ એટલે તે સ્ટીમરમાં ચડાવી રસીદ લાવી આપે. આતો જથાબંધ વેપારની વાત થઈ. હવે પરચુરણ વેપારની પદ્ધતિ જુઓ આપણે ત્યાં કાપડ મારકીટ, શાકમારકીટ, ત્રાંબાકાંટો એમ જુદા જુદા વેપારનાં જુદાં જુદાં સ્થળો

વસ્તુ ખરીદ કરી, વળી વિચાર થયો હજુયે ફરવા જવું છે માટે સાથે ક્યાં રાખશું ? અથવા પૈસા ન હોવાથી વિચાર કરીએ જે કાલે ખરીદશું, એવા ખ્યાલથી ખરીદી બંધ રાખવાની જરૂર નથી. આપણે તે વેપારીને આપણું નામ તથા ઠેકાણું આપીએ એટલે માલ ઘેર બેઠાં પહોંચાડી જશે અને પૈસા લઇ જશે. તમો માલ ખરીદ કરો અથવા એમને એમ પાછા જાઓ તોપણ તમારૂં જરાપણ અપમાન કરશે નહીં એટલુંજ નહી પરન્તુ તમોને કહેશે કે "પધારજો સાહેબ ? આપની મહેરબાની થઇ."

નથી. અત્રેના બજારની પદ્ધતિ આપણા બજાર કરતાં તદ્દન જુદાજ પ્રકારની છે. એક કાપડની તો બીજી કટલરીની, ત્રીજી શાક પાનવાળાની એમ જુદા જુદા વેપારીઓની દુકાન હારબંધ હોય છે. ભાવ પણ ઘણે ઠેકાણે એકજ હોય છે. હરીફાઇનું નામ નહીં. આપણે કહીએ કે અમુક વેપારી તારા કરતાં સસ્તે આપે છે તો તે ઠંડા દીલથી જવાબ આપશે કે "એ વેપારીને એ ભાવે વેચાણ કરવું પરવડતું હશે મને તે ભાવે પરવડતું નથી. તમો ત્યાંથી લેશો તો તે પણ મારો વેપારી ભાઇ છે." આપણે ફરવા ગયા હોઇએ અને અમુક

નુકશાન થાય છે. તુરત તેને ત્યાં ખેતી-વાડીનું જ્ઞાન ધરાવનારા નિપુણ માણસને મોકલી આપશે જે તપાસ કરશે અને જરૂર પડતી દવા આપશે જેથી જંતુઓ વિનાશ પામે. દવાના પૈસા પણ લેશે નહી. આપણે ત્યાં ઘણે ભાગે રેલ્વેમાં, પોલીસમાં વિગેરે સંસ્થા-ખાતાં-ઓમાં લાંચ લેવાય છે. અત્રે તેનો ત્રાસ નથી. રેલ્વેમા જાઓ કે પોલીસના સીપાઇ પાસે જાઓ લાંચ રૂશવતની વાત નહીં. પોલીસનો સીપાઇ પણ બીચારો કામ ધંધા વગરનો તદ્દન બેસી રહે છે કારણ જે અત્રે (જપાનમાં) લોકોને તકરાર કરવાની ફુરસદ નથી. કોઇ વખત તેવું બને તો પોલીસ વચ્ચે પડી

ગવર્નમેન્ટની દરેક બાબતમાં ઘણી મદદ છે દરેક વિષયનું ખાસ જ્ઞાન ધરાવનારા માણસોને પ્રજાની સેવા માટે ગવર્નમેન્ટના ખર્ચે રોકવામાં આવેલા છે. દૃષ્ટાંત તરીકે એક મીલવાળો ગવર્નમેન્ટને લખી જણાવે જે હું માલ બનાવું છું અથવા રંગ કરૂં છું, પરન્તુ મને સમજણ નથી પડતી કે કેમ રંગ અથવા માલ ખરાબ થાય છે તુરત ગવર્નમેન્ટ તે ખાતાના અનુભવી માણસને મોકલી આપશે જે તપાસ કરી મીલમાલીકને સમજણ આપશે એક ખેડુત એમ લખી જણાવે જે મારા ખેતરમાં જંતુઓ છે જેથી પાકને

નુકશાન થાય છે. તુરત તેને ત્યાં ખેતી-વાડીનું જ્ઞાન ધરાવનારા નિપુણ માણસને મોકલી આપશે જે તપાસ કરશે અને જરૂર પડતી દવા આપશે જેથી જતુંઓ વિનાશ પામે. દવાના પૈસા પણ લેશે નહી. આપણે ત્યાં ઘણે ભાગે રેલ્વેમાં, પોલીસમાં વિગેરે સસ્થા-ખાતાં-ઓમાં લાંચ લેવાય છે. અત્રે તેનો ત્રાસ નથી. રેલ્વેમા જાઓ કે પોલીસના સીપાઇ પાસે જાઓ લાંચ રૂશવતની વાત નહી. પોલીસનો સીપાઇ પણ બીચારો કામ ધંધા વગરનો તદન બેસી રહે છે કારણ જે અત્રે (જેપાનમાં) લોકોને તકરાર કરવાની ફુરસદ નથી. કોઇ વખત તેવું બને તો પોલીસ વચ્ચે પડી

બન્નેને સમજાવી સમાધાન કરાવી આપશે. સભ્યતામાં પણ પોલીસ પાછી પાની કરે તેવી નથી ગમે તેટલા માણસોની આવજાવ હોય પણ પોલીસ હાથ ઉંચો કરે એટલે બધાં ઉભી જાય. આપણે કંઇપણ પુછવા જઇએ તો સલામ કરી વિનયપૂર્વક જવાબ આપશે.

જેપાનમાં વસ્તી જગ્યાના પ્રમાણમાં ઘણી વધારે છે. તેમજ હુન્નરોદ્યગને લીધે એક બીજાં શહેરો તથા ગામો વચ્ચે વહેવાર ઘણો વધી ગયો છે. જેપાનમાં ઘણે ભાગે ગામે ગામ (મોટાં) અને શહેર શહેર વચ્ચે જવા આવવા માટે



" રીક્ષા ગાડી " જાપાનનું પ્રખ્યાત વાહન

સાધનોની ઘણી સગવડતા છે, અને જે ગામે રેલ્વે ન હોય ત્યાં ઇલેક્ટ્રીક ટ્રામ તો હોય જ. (ઘોડાની ટ્રામ જેપાનમાં ઝાઝી હસ્તીમાં નથી) જેથી એક ગામથી બીજે ગામ જવું હોય તો આપણે ત્યાં (હીન્દુસ્તાનમાં) જેટલી હાડમારી ભોગવવી પડે છે તેટલી હાડ-મારી ભોગવવી પડતી નથી અને સમયનો ઘણો બચાવ થાય છે. યોકોહામાથી ટોકીઓ અઢાર માઇલ દુર છે. ત્યાં જવા માટે રેલ્વે તો છે જ. તે ઉપરાંત ઇલેક્ટ્રીક રેલ્વે છે જે દર દશ બાર મીનીટે ટોકીઓ જાય છે. એ કારમાં બીજો અને ત્રીજો વર્ગ. બીજો વર્ગ

ઉદ્યોગ કરે છે જે નવી શોધ થઇ તેમાં પરીપૂર્ણતા માનીને બેસી રહેવા કરતાં તેમાં વિશેષ સુધારા તથા સગવડતા કેમ થઇ શકે તે માટે પ્રયાસ કરવો જોઇએ ત્યારે આપણા ભાઇઓ બાવા આદમના વખતનાં તાલાં અને " વડ-વાઓ કરી ગયા છે તેમાં ફેરફાર કરવો નહી " એ સુત્રને ધ્યાનમાં રાખી બેસી રહ્યા છે એ પણ આ વીસમી સદીની નવાઇ કે બીજું કાંઇ ?

## કેળવણી.

શારીરીક તેમજ માનસીક કેળવણી અપાય છે અને તે બન્ને ફરજીયાત છે. આવશ્યક કેળવણી ઉપરાંત પોતાના

દેશમાં કયા કયા હુન્નરોદ્યોગ છે, મોટાં મોટા કારખાનાઓમાં શું શું માલ ઉત્પન્ન થાય છે, કયા પદાર્થો વિદેશથી આયાત કરવા પડે છે, કયા માલ માટે દેશને વિદેશ ઉપર આધાર રાખવો પડે છે, તે વસ્તુ દેશમાં ઉત્પન્ન કરી શકાય તેમ છે કે નહી, દુનિયાની પ્રજામાં પોતાનુ તથા દેશનું સ્થાન શું છે, દેશનુ લશ્કરી તેમજ દરીયાઇ બળ કેટલું છે, તાર તથા ટેલીફોનનો ઉપયોગ કેમ કરવો, તેનાં જોડાણનાં સ્થળ કયાં છે વિગેરે સંબંધી માહીતી ઇચ્છા ધરાવનાર વિદ્યાર્થીને આપવામાં આવે છે. લશ્કરી કેળવણી ફરજીયાત છે અને ગમે તેવા

શ્રીમાનના પુત્રને અથવા રંકને તેમાં દાખલ થવું પડે છે. અને બે વર્ષ રહી સંપૂર્ણ તાલીમ લેવી પડે છે. જે સમય દરમ્યાન ગવર્નમેન્ટ તરફથી ખોરાક, કપડાં અને ઘણોજ ટુંક પગાર આપવામાં આવે છે. આ દેશમાં પ્રજા ઘણી કેળવાયલી છે. ઘરના નોકરથી તે ઉંચ્ચ કોમ સુધી દરેક છાપું વાંચ્યા શીવાય રહેશે નહીં. થોડા દીવસ અગાઉ અમારી ઓફીસે રબર સ્ટેમ્પ બનાવનાર એક ૧૬ થી ૧૮ વર્ષનો યુવાન આવ્યો. તેને મે અત્રે (જપાનના) મરહુમ જેનરલ નોગીનું પોસ્ટકાર્ડ બતાવી પુછ્યું આ "કોણ છે?" તેણે મને જવાબ આપ્યો કે

"મને પૂછયાં કરતાં કોઇ પાંચ વર્ષના બાળકને પુછશો તો તે પણ તમને જવાબ આપશે જે એ પોસ્ટ કાર્ડ જેનરલ નોગીનું છે." કેળવણી તે આનું નામ. આપણે ત્યાં કેટલા જણા-આને ખબર છે કે મહાત્મા ગાંધીજી કોણ છે ' અરે! મને એક જણાએ પૂછ્યુ હતું જે "એ ગાંધીનો એવડો મોટો વેપાર શું છે કે જેથી તમો બધા ગાંધી ગાંધી ર્યા કરો છો?" આપણે ત્યાં કેળવણી કેવા પ્રકારની અપાય છે? આપણા બાળકોને અશ્રુકત અને અ-સંભવિત વાતોનુ શીક્ષણ અપાય છે.

"પશુમાં પડી એક તકરાર, વાદ વિવાદ ચલાવા પોતે તુર્ત ભરી દરબાર અને

ત્યાં બેઠાં નર ને નાર" વગેરે. આપણા દેશના વીર પુરૂષો માટે વિદ્યાર્થીઓને જે શીક્ષણ આપવામાં આવે છે તે પણ ઓછું શોચનીય નથી, સર્વ હીન્દીઓ કબુલ કરે છે કે શીવાજી એક મહાન પુરૂષ હતો. તેજ શીવાજી માટે શાળાઓમાં આપણાં ઉછરતી વયનાં અને કુમળાં મગજનાં બાળકોને એવુ શીખવવામાં આવે છે કે " Shivaji was a free booter who knew not how to read and write, he sometimes outraged women" "શીવાજી એક લુંટારો હતો જેને લખતાં વાંચતા આવડતું નહોતું. તે કોઇ વખત

સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરતો હતો!” પોતાના પુત્ર સંભાજીએ કોઈ સ્ત્રી ઉપર અત્યાચાર કર્યો એ હકીકત જાણી તેને સખ્ત શીક્ષા કરનાર શીવાજી પોતે અન્ય સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરતો હતો! ધન્ય છે આવું શીક્ષણ આપનારા શિક્ષકોને અને એવુ શીક્ષણ મેળવવાને ભાગ્યશાળી થયલી પ્રજાને! ધન્ય છે આપણા સાક્ષરો (કે રાક્ષસો) ને કે એવી જાતના ગ્રંથો અને કવિતા રચી તેનું શીક્ષણ દેશની પ્રજાને આપી દેશ સેવા કરે છે! સ્વદેશના શીક્ષણની લગામ સ્વદેશીઓના હાથમાંજ રહેવી જોઇએ. તે સંબધે આ પ્રજાના વિચાર કેવા છે તે જણાવુ છું.

જેપાનીઝ પ્રજાની અંદર હવે દિન પર દિન એવા વિચારો ઉત્પન્ન થતા જાય છે કે સ્કુલોમાં અને કોલેજોમાં જયાં વિદેશી શીક્ષકો હોય ત્યાં મુખ્ય શીક્ષકથી તે દરેક નીચેના શીક્ષક સુધી દરેક શીક્ષક જેપાનીઝ હોવો જોઇએ. આ વિચારમાં કેટલાક અગત્યના મુદ્દા સમાયેલા છે. પ્રથમ કરકસરનો. વિદેશી શીક્ષકોને ઘણા મોટા પગાર આપવા પડે છે જયારે સ્વદેશના શીક્ષકો તેથી અર્ધા પગારમાં મળી શકે. તે ઉપરાંત સ્વમાનનો પક્ષ પણ ઉભો થાય છે આપણાં દેશના માણસોએ વિદેશમાં જઇ કેળવણી લીધી છે. તેઓએ દરેક

વિષયનું જ્ઞાન લઇ પ્રવીણતા મેળવી એટલુજ નહીં પરતુ તેઓમાંથી ઘણા-ઓ માન સાથે પસાર થયેલા છે. જયારે પોતાના દેશના માણસો મળી શકે ત્યારે શા માટે વિદેશીઓને રાખવા? શા માટે આપણા દેશના શિક્ષણનો આધાર વિદેશ અને વિદેશી શીક્ષકો ઉપર રાખવો? જયાં સુધી આપણા દેશના માણસોને કામ કરવાની શકિત અજમાવવાની તક નહીં આપીએ ત્યાં સુધી આપણે કેમ સમજી શકીશુ કે આપણામાં કાર્ય કરવાની શકિત છે યા નહીં, અથવા જે ખામીઓ જણાય તેને દુર કેમ કરી શકીએ? તદુપરાંત પોતાના

દેશનો માણસ પોતાના દેશના લોકોની રહેણી કરણી તથા ભાષાથી સંપુર્ણું માહીતગાર હોઇ જેટલી સરળતાથી અને લાગણીથી વિદ્યાર્થીઓને શીક્ષણ આપી શકે તેટલી સરલતાથી અને લાગણીથી વિદેશી શીક્ષક આપી શકે નહીં. ત્યારે પોતાના દેશના માણસોને પોતાના દેશના શીક્ષકો દ્વારા કેળવણી અપાય તેના કરતાં બીજો ઉત્તમ માર્ગ શું ? વિદેશી શીક્ષકો રોકવાથી જે ખર્ચ થાય છે તેના કરતાં અરધા ખર્ચમાં સ્વદેશી શીક્ષકો પાસેથી શા માટે કામ ન લેવું કે જેથી વિદેશીઓને મોટા પગાર આપવાના ખર્ચમાંથી મુક્ત થવા

સાથે શાળાની ફી એટલી ઓછી રાખી શકાય કે જેથી ગમે તેવી ગરીબ સ્થિતિનો માણસ પણ શાળામાં જઇ શકે અને શીક્ષણ મેળવી શકે. દર વર્ષે જેપાનમાંથી વિદ્યાર્થીઓની મોટી સંખ્યા અભ્યાસ અર્થે અમેરીકા તથા યુરોપ જાય છે. જ્યાં શીક્ષણ મેળવવા માટે તેઓને એ દેશોમાં આર્થીક સ્થીતિનો મોટો ભોગ આપ્યા છતાં સ્વદેશમાં જેટલી સગવડતાથી અભ્યાસ કરી શકાય તેવી સગવડતાથી થઇ શકે નહીં. વિદ્યાર્થીઓની એ જરૂરીઆતો દેશમાં પુરી પાડી શકાય કે નહીં કે જેથી દેશ-માં કેળવણીનો પ્રચાર વધવા સાથે

વિદેશમાં પૈસાનો જે ભોગ આપવો પડે છે તેમાં બચાવ કરી શકાય ? સ્કુલ તેમજ કોલેજોમાં જે વિદ્યાર્થીઓની કારકીર્દી ઝળકતી હોય અને જે વિદ્યાર્થી આ ભવિષ્યમાં સારૂં કામ કરવાની આશા આપે તેવા હોય તેવા વિદ્યાર્થીઓને ગવર્નમેન્ટ તરફથી જુદા જુદા વિષયોનું જ્ઞાન સંપાદન કરવા માટે વિદેશ મોકલવામાં આવે છે. દષ્ટાંત તરીકે લશ્કરી કેળવણીનું સારૂં જ્ઞાન જર્મનીમાં આપવામાં આવે છે અને રાજદ્વારી બાબતોનું જ્ઞાન ઈંગ્લંડમાં આપવામાં આવે છે તો લશ્કરી જ્ઞાન માટે વિદ્યાર્થીઓને જર્મની અને રાજ-

દ્વારી વિષય માટે ઈંગ્લંડ મોકલવામાં આવે છે તેવા વિદ્યાર્થીઓ જ્ઞાન સંપાદન કરી સ્વદેશ પાછા ફરે ત્યારે દેશને કેટલો ફાયદો કરી શકે તે સમજવું કઠીન નથી

જેપાનની આશરે સાત કરોડની વસ્તીમાંથી એસી લાખ વિદ્યાર્થીઓ સ્કુલો તેમજ કોલેજોમાં અભ્યાસ કરે છે જેઓ માટે સ્કુલો તેમજ કોલેજોની સંખ્યા સાડત્રીસ હજારની તથા દરેક ગ્રેડના મળી શીક્ષકોની સંખ્યા આશરે બે લાખની છે. વિદ્યાર્થીઓની ઉપર જણાવેલી સંખ્યામાંથી દર વર્ષે બાર લાખ વિદ્યાર્થીઓ તૈયાર થાય છે.

અલબત આ સંખ્યામાંથી મોટો ભાગ એલીમેન્ટરી શાળાઓમાંથી પાસ થએલા વિદ્યાર્થીઓનો હોય છે કન્યાઓની સંખ્યા મીડલ સ્કુલમાં ૧૨૩,૦૦૦ તથા તેથી આગળ અભ્યાસ કરવાની શાળામાં (મહાશાળા—કોલેજ) ૫૬,૦૦૦ની મળી એક લાખ ઓગણાએંસી હજાર કન્યાઓ અભ્યાસ કરે છે ટોકીઓની ઇમ્પીરીઅલ યુનીવર્સીટીના સાડાસાત હજાર વિદ્યાર્થીઓમાંથી દર વર્ષે બે હજાર ગ્રેજ્યુએટો તૈયાર થાય છે. ૨૭,૦૦૦ વિદ્યાર્થીઓ સ્પેશીઅલ કલાસમાં અને ૩૩૪૦૦૦ વિદ્યાર્થીઓ ટેકનીકલ (શીલ્પશાસ્ત્ર, હુન્નરોદ્યોગ વિગેરે) અભ્યાસમાં રોકાયેલા છે જે સંખ્યા

ખચીત્ ધ્યાન ખેંચનારી ગણી શકાય સાત હજાર વિદ્યાર્થીઓ તો ફક્ત હુન્નરોદ્યોગના ખાતામાં રોકાયેલા છે. જે સંખ્યા આ ન્હાના દેશ માટે ઘણીજ મોટી કહેવાય. પ્રત્યેક વિષયો જેવા કે ખેતીવાડી. વિજ્ઞાન, વનસ્પતિશાસ્ત્ર, રસાયણ શાસ્ત્ર, મીલ, એન્જીનીયરીંગ, ઇલેક્ટ્રીક, કાયદાનું જ્ઞાન, કમરશીઅલ, વૈદક વિગેરે વિષયનું શિક્ષણ અપાય છે. એ પ્રમાણે જુદા જુદા વિષયોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ ચાલુ જમાનાના સાયન્સ અને પદ્ધતિ પ્રમાણે જ્ઞાન મેળવી તૈયાર થાય છે અને તેથી તેઓ સારૂ કામ કરી શકે છે. હુશીઆર અને

ભવીષ્યમાં સારૂં કામ કરી શકે તેવા વિદ્યાર્થીઓને પરદેશ અભ્યાસ માટે મોકલવા એ ઘણી જરૂરની વાત છે. કોબેમાં કાવાસાકી ડોકયાર્ડ કું. કરીને સ્ટીમરો બાંધનારી એક મોટી કુંપની છે જે કુંપની તરફથી વહાણો તેમજ સ્ટીમરો બાંધવાના અભ્યાસ અર્થે ચાલુ સો વિદ્યાર્થીઓ પરદેશ અભ્યાસ કરે છે

જેપાનમાં ઇમ્પીરીકલ યુનીવરસીટી મુખ્ય ચાર છે. ટોકીઓ, કયોટો, સેન્દાઇ અને ફુકુઓકા. ટોકીઓની યુનીવરસીટી ઘણી મોટી છે અને તેમાં જુદા જુદા વિષયોમાં આશરે ૭ હજાર વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. ટોકીઓની યુનીવર-

સીટીમાં કાયદાનું જ્ઞાન, વૈદ્યક, એન્જી-
નીઅરીંગ, ખેતીવાડી સાયન્સ વિગેરે
વિષયોનું જ્ઞાન અપાય છે. યુનીવરસી-
ટીનું મકાન તેમજ આજુબાજુનો
બગીચો ઘણી વિશાળ જગ્યા રોકે છે
જે જોવાથી અભ્યાસ માટે કેવાં સ્થળો
હોવાં જોઇએ તેનો સારો ખ્યાલ આવે
છે. સેન્દાઇની યુનીવરસીટીમા મુખ્ય
વિષય ખેતીવાડી અને fishery તથા
ફુકુઓકાની યુનીવરસીટીમાં એન્જીની-
અરીગ અને વૈદ્યકનો અભ્યાસ કરી
શકાય છે. તે ઉપરાંત કીયો યુનીવર-
સીટીમાં ૨૩૦૦ તથા વાસેદા યુનીવર-
સીટીમાં ૬૦૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ

કરે છે. કીયો તેમજ વાસેદા યુનીવરસીટી ખાનગી સંસ્થાઓ છે અને તેનો ખર્ચ મોટા ગ્રહસ્થોની સખાવતોમાંથી થાય છે.

## સ્ત્રી કેળવણી.

સ્ત્રી કેળવણી ઉપર પણ ખાસ ધ્યાન આપવામાં આવે છે અને તે ફરજીયાત છે. ટોકીઓમાં "ધી જેપાન વીમેન્સ યુનીવરસીટી ઓફ ટોકીઓ" છે જ્યાં કીન્ડરગાર્ટનથી તે યુનીવરસીટીની ઉપાધી મેળવી શકાય ત્યાં સુધીનું શીક્ષણ અપાય છે. એ સંસ્થામાં વિદ્યાર્થીઓની સંખ્યા ૧૧૦૦ ની છે જેમાંથી આશરે ૫૦૦ હાઇસ્કુલમાં અભ્યાસ કરે

છે. વિદ્યાર્થીઓ માટે અભ્યાસક્રમ જેટલો કઠીન છે તેટલો વિદ્યાર્થીનીઓ માટે નથી દરેક વિદ્યાર્થીનીઓના મનમાં એ વિચાર દાખલ કરવા માટે પ્રયાસ કરવામાં આવે છે કે ઉમ્મર લાયક થતાં તેઓએ ગૃહ સંભાળવાનું છે, સ્વચ્છતા સુંદરતા અને નીતિ ( ? ) રાખવાં જોઇએ. પાકશાસ્ત્રનું જ્ઞાન હોવું જોઇએ. બાળકોની માવજત કેમ કરવી તે જાણવું જોઇએ વિગેરે. બીજી શાળા Women's Industrial School કરીને છે જેમાં ફ્લાવર મેકીંગ, ભરત, શીવણ, ગુંથણ, રસોઇ વિગેરેનુ જ્ઞાન આપવામાં આવે છે. અભ્યાસક્રમ ત્રણ વર્ષનો છે.

# ટોકીઓ.

ટોકીઓ જેપાનની રાજધાનીનું શહેર છે ટોકીઓ સ્ટેશને પહોંચ્યા પછી મોટર બોલાવી ટોકીઓ શહેરનાં જોવા લાયક સ્થળો જોવા ગયા. પ્રથમ ઇમ્પી॰ રીઅલ પેલેસ યાને રાજમહેલ જોવા ગયા. સ્ટેશનથી ત્યાં પહોંચતાં આશરે દશ મીનીટ લાગે છે. રાજમહેલ સંબંધી જો આપણે એવો ખ્યાલ રાખીએ કે તે પાંચ સાત માળનું ભવ્ય મકાન હશે તો તેમાં આપણે નીરાશ થઇએ તેમ છે ફર્સ્ટ કલાસ જેપાનીઝ સ્ટાઇલનું બેઠા ઘાટનું અસમાની છાપરા વાળું મકાન. ફરતો ઘણો વિશાળ અને સુન્દર બગીચો.

અંદર જવાની રજા ભાગ્યેજ કોઈને મળે છે જેથી બહારથી ને જોઇ અમો તેની પાસે આવેલા "હીબીયા પાર્ક" નામનો બગીચો જોવા ગયા. એ પાર્કની અંદર આપણે ત્યાં વીકટોરીઆ ગાર્ડન્સમા જેમ સંગ્રહસ્થાન છે તેવું કંઇ નથી ફક્ત પ્રજાને હરવા ફરવાનો બગીચો છે બગીચો ઘણો મોટો છે અને આશરે ૪૫ એકર જમીન રોકે છે. એ બગીચાની ખરી ખુબી વસન્ત રતુમાં જ્યારે "સાકુરા" નામનાં પુષ્પ ખીલે છે ત્યારે જણાય છે. અને તે સમયે કોઇ કોઇ વખત સરકારી બેન્ડ મધુર સરોદોથી પ્રજાના જીવને

આનંદ પમાડે છે. ત્યાંથી "કમરશી-
અલ મ્યુઝીઅમ" જોવા ગયા. એ
મ્યુઝીઅમની બીલ્ડીંગ ઘણી મોટી તેમજ
આકર્ષક નથી પરંતુ હેતુ ઘણોજ સ્તુત્ય
છે. એ મ્યુઝીઅમમા જેપાનમાં ઉત્પન્ન થતી
દરેક વસ્તુ ગોઠવેલી છે તથા જે કાર-
ખાનાંઓ અથવા ધણીને ત્યાં બનાવ-
વામાં આવતી હોય તેઓનાં નામ
જણાવેલાં છે. એ મ્યુઝીઅમની મુલા-
કાત લઇ પ્રજા જોઇ તથા સમજી શકે
જે અમારા દેશમાં આટલી વસ્તુઓ
ઉત્પન્ન થાય છે તથા અમૂક સ્થળે
મળે છે જાત જાતનાં અનાજ, રેશમી,
સુતરાઉ તેમજ ગરમ કાપડના નમુના,

કાચનાં વાસણો, ઈલેકટ્રીકનો સામાન, કટલરી તથા અન્ય પરચુરણ ચીજો એ સર્વ ત્યાં જોવામાં આવે છે. આ-પણા દેશમાં ઉત્પન્ન થતી વસ્તુઓનું એવું સંગ્રહસ્થાન દીલ્હી, કલકતા, અથવા મુંબઇ શા માટે રાખવામાં આવતું નથી ? ત્યાંથી ટાકીઓનો વખ-ણાતો "યુવેનો પાર્ક" જોવા ગયા. એ બગીચો પણ ઘણો વિશાળ છે. બગીચા પાસે એક સુન્દર તળાવ છે. વસન્ત ઋતુમાં બગીચામાં જ્યારે "સો-કુરા"ના પુષ્પ થાય છે અને તળાવમાં કમળ ખીલે છે ત્યારે જોવાની લહેર આવે છે. "હીબીયા પાર્ક" તથા "યુવેનો

ફરતી ત્રણ ખાઇથી રક્ષીત છે. ટોકી-
ઓમાં મીલીટરી મ્યુઝીઅમ પણ જોવા
જેવું છે અમો ત્યાં અન્ય સ્થળો જોતા
જોતા મોડા પહોંચ્યા. મ્યુઝીઅમ ચાર
વાગે બંધ થતું હોવાથી અંદર જઇ
જોવાનો લાભ મેળવી શકયા નહીં.
મ્યુઝીઅમના મકાનને ફરતો મોટો બગીચો
છે. તેમાં મોટી યાંત્રિક તોપો ગોઠવેલી
છે. કમ્પાઉન્ડમાં એક મન્દીર છે ને
ત્યાં લડાઇમાં માર્યા ગએલાઓના આ-
ત્માને શાન્તિ આપવા અર્થે વર્ષમાં
તેઓના સગાંસ્નેહીઓ તરફથી પ્રાર્થના
કરવામાં આવે છે. ટોકીઓ પાયતખ્ત
હોઇ ઘણું મોટું શહેર છે અને વસ્તી

પાર્ક"માં જયારે "સાકુરાં" ખીલે છે ત્યારે પ્રજાનું મોટું ટોળું ત્યાં આનંદ કરવા ઉતરી પડે છે દેખાવ ઘણો સુન્દર તથા મનોરંજક હોય છે. યુવેનો પાર્કમાં ભગવાન બુદ્ધદેવની મોટી મૂર્તિ પણ દૃષ્ટિગોચર થાય છે. ત્યાંથી આગળ ચાલતાં જેપાનીઝ વિદ્યાર્થીઓ માટે જર્મન ભાષા શીખવાની શાળાનું મકાન જોયું. લડાઇ જાહેર થઇ ત્યારે એ શાળા બંધ કરવામાં આવી હતી અને અમો જોવા ગયા ત્યારે પણ તેજ સ્થિતિમાં હતી. ત્યાંથી આગળ જતાં "ક્રાઉન પ્રીન્સ" યાને પાટવી કુંવરનો મહેલ આવે છે. મહેલ ઘણો વિશાળ છે અને

ફરતી ત્રણ ખાઇથી રક્ષીત છે. ટોકી-
ઓમાં મીલીટરી મ્યુઝીઅમ પણ જોવા
જેવું છે અમો ત્યાં અન્ય સ્થળો જોતા
જોતા મોડા પહોંચ્યા મ્યુઝીઅમ ચાર
વાગે બંધ થતું હોવાથી અંદર જઇ
જોવાનો લાભ મેળવી શકયા નહી.
મ્યુઝીઅમનાં મકાનને ફરતો મોટો બગીચો
છે. તેમાં મોટી યાંત્રિક તોપો ગોઠવેલી
છે. કમ્પાઉન્ડમાં એક મન્દીર છે ને
ત્યાં લડાઇમાં માર્યા ગએલાઓના આ-
ત્માને શાન્તિ આપવા અર્થે વર્ષમાં
તેઓના સગાંસ્નેહીઓ તરફથી પ્રાર્થના
કરવામાં આવે છે. ટોકીઓ પાયતખ્ત
હોઇ ઘણું મોટું શહેર છે અને વસ્તી

તેમજ વ્યવહારની ઘણી ધમાલ જોવામા આવે છે. શહેરમાં વ્યવહારનાં મુખ્ય સાધનો તરીકે જીનરીક્ષા, ટ્રામ, મોટર, ઓમનીબસ વિગેરે સારી સંખ્યામાં છે. ટોકીઓ શહેરની વસ્તી અત્યારે ત્રીશ લાખ માણસની કહેવાય છે.

## કાગેત્સુએન-સુરમી :

કાગેત્સુએનમાં એક ગૃહસ્થનો ખાનગી બગીચો છે અને ત્યાં જોવા જેવું તેજ છે. બગીચાની અંદર દાખલ થવાની ફી આપવી પડે છે. બગીચાની અંદર જાત જાતનાં પ્રાણીઓ, બચ્ચાં- ઓ, તેમજ મોટાઓ માટે વિવિધ પ્રકા રનાં રમત ગમતનાં સાધનો, નાટક,

સીનેમેટોગ્રાફ, ફરતું ચક્કર, બનાવટી પાણીનો ધોધ, તથા તળાવ. તેમાં હોડીની સહેલગાહ, જૂનાં દેવળો વિગેરે છે. દાખલ થવા સમયે ફી આપવી પડે છે તેમાં એ બધાંનો સમાવેશ થઇ જાય છે. કોઇ પણ જાતની જુદી ફી આપવી પડતી નથી. ન્હાનાં બાળકો અને આપણે ત્યાં ઉમર લાયક તેટલી ઉમ્મરના છોકરા તથા છોકરીઓને કોઇપણ જાતના વિકાર વિના એક સાથે રમત ગમત કરતા અને કસરત કરતા જોઇ આનંદ આવે છે.

બગીચામાં એકઠાં થયેલા સ્ત્રી, પુરૂષો અને બાળકો ફકત એકજ વાત

સમજતાં હોય છે કે આનંદ કરવો અને દિવસ પસાર કરવો! જેપાનીઝ પ્રજાની એ ખાસીઅત છે કે તહેવારના દિવસે તેઓ ઘરમાં બેસી રહેશે નહી. કોઇપણ ફરવા લાયક સ્થળે જરૂર જશેજ. બગીચાની અંદર મા, બાપ, ભાઈ અને બ્હેન પોતાના ન્હાનાં ભુલકાંઓને લઇ આસથી તેમ ફરતાં હતાં કોઈ કોઇ બાળક પોતાના વડીલને પ્રશ્ન પૂછતા હતાં અને વડીલો સમાધાનકારક ઉતર આપી તેઓની જીજ્ઞાસા તૃપ્ત કરતાં હતાં. બાળકોને એ પ્રમાણે એવાં સ્થળોએ ફરવા લઇ જવાથી ઘણો ફાયદો થાય સ્વચ્છ હવામાં ફરવા હરવા થી આરોગ્ય સુધરે અને નવીન જોવાનું

મળવા સાથે જ્ઞાનમાં વધારો થાય. બગીચાની અંદર દાખલ થવાની જે ફી રાખેલી છે તેનો ઉપયોગ બગીચાની અંદર સુધારો વધારો કરવામાં થાય છે

## કામાકુરા.

કામાકુરા અગાઉ ન્હાના રાજાઓની રાજધાનીનુ સ્થળ હતું, પરન્તુ રાજ્ય-કર્તાઓના અંદર અંદરના કલહથી એ શહેરની ચડતીમાં વિઘ્ન નડયું. ત્યાંની વસ્તી આશરે આઠથી દશ હજારની હશે. કામાકુરામાં ખાસ જોવા જેવી ત્યાંની હાસે નામના સ્થળ પાસે આવેલી "દાઇબુત્સુ" યાને ભગવાન ગૌતમ બુદ્ધની મૂર્તિ છે. એમ કહેવાય છે કે

એ વખત સખ્ત તોફાનથી દેવળનો નાશ થયો હતો અને મૂર્તિ હાલ કોઇ પણ પ્રકારના આવરણ વિનાની છે. મૂર્તિની આસપાસ સુન્દર વન આવેલું છે. એ મૂર્તિ ત્રાંબાની છે, અને પોકળ છે. મૂર્તિ ઘણી મોટી છે. એટલી મોટી છે કે તેની અન્દર સ્હેલાઇથી સોથી દોઢસો માણસ સમાઇ જાય. અમો એ મૂર્તિની અન્દર દાખલ થયા હતા. પ્રભુના ઉદરમાં દાખલ થવાથી અમારા સર્વે પાપનો નાશ થઇ ગયો હશે મૂર્તિ ઇ. સ ૧૨૫૨માં બનાવવામાં આવી હતી અને એ જોતાં આપણે પ્રાચીન કાળના કળા કૌશલ્યનો સારો ખ્યાલ આવેછે. મૂર્તિની ઉંચાઇ ૪૯ ફીટ

૭ ઈંચ અને ઘેરાવ ૨૭ ફીટ ૨ ઇંચ છે કામાકુરા જતાં રસ્તામાં તથા જુનાં દેવળો અને ઐતિહાસીક સ્થળો નજીક અમોએ સંખ્યાબંધ વિદ્યાર્થીઓને (છોકરા તેમજ છોકરી) તેઓના શીક્ષકો સાથે એ સ્થળોએ ફરવા જતા તથા તેઓ સમક્ષ ઇતીહાસ વર્ણવતા જોયા. શીક્ષણ આપવાની તેઓની કાળજી જોઇને આપણે અજાયબ થયા શિવાય રહીએ નહીં. તે ઉપરાંત કામાકુરામાં જુનાં દેવળો તથા મૂર્તિઓ પણ છે. એક મૂર્તિ અમોએ જોઇ તે હું ધારૂં છું કે ચોરવાડના હનુમાનજીની મૂર્તિ કરતાં અઢીથી ત્રણ ગણી ઉંચી હશે કામાકુરામાં " કાઇહિન " હોટેલની

લીધેલી મુલાકાત અફળ જશે નહીં. હાથ મ્હોં ધોવાને ગરમ તથા ઠંડા પાણીના નળ. સાબુ, ટુવાલ, બુટ સાફ કરવાને બોય, ખાવા પીવાની સગવડ, ગ્રાહકોની ધમાલ, સ્વચ્છતા અને હોટેલનુ મકાન તથા ફરતો વિશાળ બગીચો જોઇ હોટેલો કેવાં હોવાં જોઇએ તેનો સારો ખ્યાલ આવી શકે છે.

## મીયોનીસ્તાં, હાકોને, આતામી.

જેપાનમાં આવ્યા પછી સાધારણ એ પ્રશ્ન પૂછાય છે કે તમો મીયોનીસ્તાં જઇ આવ્યા? મીયોનીસ્તા યોકોહામાથી ઘણું દૂર નથી. ફક્ત ચાર કલાકનો રસ્તો છે યોકોહોમાથી કોઝુ રેલ્વેમાં



મીચોનીસ્તા

અને ત્યાંથી મીયોનીસ્તાં ઇલેક્ટ્રીક કાર-
માં જવાય છે મીયોનીસ્તા જવાની
ઇલેક્ટ્રીક રેલ્વે હમણાંજ ખુલ્લી મુકાઇ
છે. ડુંગર ઉપર સર્પાકારે જતી, કોઇ
કોઇ વખત ભોંયરામાંથી પસાર થતી
અને ઉપર સડસડાટ ચડી જતી એ
"કાર" માં મુસાફરી કરતા હોઇએ ત્યારે
ઘણોજ આનંદ આવે છે. જેપાન દેશ
કુદરતી સૌન્દર્યથી ભરપુર છે. ઇલેક્ટ્રીક
કારમા ડુંગર ઉપર ચડતા હોઇએ
ત્યારે દેખાવ ઘણોજ આકર્ષક લાગે
છે. મીયોનીસ્તામાં ગરમ પાણીના ઝરા
છે તે જોવા જેવા છે. તે ઉપરાંત
કુદરતી સૌન્દર્ય જુદું. ગરમ પાણીના
ઝરા પાસેજ ઠંડા પાણીનો ધોધ છે જે

ઘણી ઉંચાઇએથી પડે છે. પ્રથમ સેવક એમ સમજ્યો જે આ ધોધ ગરમ પાણીનો હશે જેથી ખાત્રી કરવા ડુંગરની તળેટીમાં છેક નીચે ઉતર્યો અને શંકા દુર કરી. ત્યાંથી બાબુની નળી વાટે ગરમ પાણી આખા ગામમાં પહોંચાડવામાં આવે છે. આપણે ત્યાં ગીરનારના જંગલમાં બાબુ પુષ્કળ થાય છે છતાં તેનો ઉપયોગ કોઇ ખાસ કાર્ય માટે કરતા નથી. બાંબુનો ઉપયોગ અત્રે "પાઇપ" તરીકે કરે છે જેથી દૂર હોવા છતાં થોડા ખર્ચમાં બાંબુની "પાઇપ" મારફત ગરમ પાણી લઇ ગયેલા છે અને આખા શહેરમાં પુરૂં પાડે છે. એ પાણી તંદુરસ્તી માટે

ઘણું સારૂં વખણાય છે. કુદરતી ગરમ પાણીએ ન્હાવાથી શરીરને ફાયદો થાય અને તે માટેજ મીયોનીસ્તાં હવા ખાવાનું મુખ્ય સ્થળ થઇ પડયું છે. મીયોનીસ્તામાં કુદરતી સૌન્દર્ય ઘણું સારૂં છે. ત્યાંથી "ઓજીગોકુ" યાને big hell જોવા ગયા. ન્હાના મોટા પ્હાડો ચડી ઉતરીને થાકી ગયા પછી અમો એ "મોટું નર્ક" જોવા પામ્યા. ગભરાશો નહીં. ત્યાં કંઇ વિષ્ટા કે એવી ગદકી નથી. એ "નર્ક" પણ જોવા જેવું છે. તેનું નામ "મોટું નર્ક" એટલા માટે પડયું કે ત્યાં જવાનો રસ્તો વિકટ છે. અને ઉપર જયાં ગરમ પાણીના ખદખદતા. ઝરા છે ત્યાં જરા ધાસ્તી ભરેલું :

છે. ત્યાં જવાના માર્ગમાં જ્યારે ડુંગરા ચડતા હોઇએ ત્યારે રસ્તામાં કોઇ કોઇ સ્થળે ખદખદતું પાણી, તેમાંથી નીકળતી વરાળ અને ગંધકની વાસ પણ લેવા જેવાં છે. જે સ્થળે ખદખદતુ પાણી નીકળે છે તેની આજુબાજુની જમીન ઉપર પગ મૂકતાં તુરત ગરમી જણાય છે અને જો બહાદુર થઇ તદન નજીક જવુ હોય તો વીમો ઉતરાવવો જરૂરી છે. એ સ્થળ પર્વતની ઉપર ઘણે ઉંચે આવેલું છે. ત્યાં જતાં થતો પરીશ્રમ, માર્ગની વિકટતા વિગેરેનો અનુભવ લીધા પછી "મોટું નર્ક" એ નામ તે સ્થળને વ્યાજબી અપાયું છે. એમ આપણી ખાત્રી થાય છે.

"ઓજીગોકુ" થી આશરે ૦ાા કલાકના રસ્તા ઉપર આવેલું હાકોનેનું તળાવ જોવા ગયા. કદાચ આપને પ્રશ્ન થશે કે તળાવમાં-તે શું જોવા જેવું છે? આ તળાવની જે ખાસ ખુબી છે તે એ છે કે એ તળાવમાં જેપાનના પ્રખ્યાત પર્વત "ફુજી" નું પ્રતીબીંબ પડે છે. તળાવથી "ફુજીયામા" ઘણે દુર છે છતાં પ્રતીબીબ શી રીતે પડે છે તે ખુબી છે. એ દૃશ્ય એટલુ મનોહર છે કે એક અગ્રેજ મુસાફરે પોતાના પુસ્તકમાં લખ્યુ છે કે "જેપાન આવનારા કોઇપણ મુસાફરે એ દૃશ્ય જોવાનું ચુકવુ નહી." હાકોનેમાં બીજું જે જોવા જેવું છે તે ત્યાંના "ક્રીપટોમેરીઆ

એવન્યુ"નો દેખાવ છે. રસ્તાની બન્ને બાજુ હારમાં આવેલાં એ જાડાં અને ઉંચા વૃક્ષો રસ્તાની શોભામાં ઘણી વૃદ્ધિ કરી રહ્યાં છે. હાકોનેનો મુલક ઘણો પહાડી હોઇ ત્યાંનાં હવા પાણી ઘણા સારા કહેવાય છે. હાકોનેથી મોટરમાં ઓદાવારા અને ત્યાંથી રેલ્વેમાં આતામી જવા રવાના થયા. ઓદાવારાથી આતામી ૧૬ માઇલ દુર છે અને ત્યાં જતાં અઢી કલાક લાગે છે. એવી રેલ્વે અને એન્જીન હીન્દુસ્થાનમાં મેં કોઇ ઠેકાણે જોયાં નથી. એક નાનું ખોખા જેવું એન્જીન અને એક જ ડબ્બો. રેલ્વે દરીઆ કીનારેજ ચાલી જાય છે અને રસ્તો જરા વિકટ છે. રેલ્વે લાઇન

ભાગ્યેજ કોઇ ઠેકાણે એ માઇલ સીધી છે. આતામીમાં ગરમ પાણીના ઝરા છે અને તે સારી રીતે વખણાય છે. આતામીથી થોડે દુર ઇઝુશાન નામના ગામમાં "સેનનીમપુરો" કરીને ન્હાવાનો ગરમ પાણીનો ઘણો મોટો કુંડ છે. કુંડ ઘણો સુંદર છે અને તેમાં ન્હાવાની મઝા ઓર છે.

## વાસેદા યુનીવરસીટી.

ટોકીઓમાં આવેલી વાસેદા યુનીવરસીટી જોવા ગયા હતા. પ્રથમ ઇલેક્ટ્રીક ખાતાના પ્રોફેસર સાહેબ પાસે ગયા. જઇએ છીએ તો એઓ સાહેબ પોતાના હાના પણ સ્વચ્છ ઓરડામાં ઉભા કેભા કપડાંને બ્રશ કરતા હતા. અરે!

ટોકીઓની બીજા નંબરની યુનીવર-
સીટીના ઇલેકટ્રીક વિભાગના પ્રોફેસર
સાહેબ પોતાને હાથે કપડાં સાફ કરે!
આપણા વિદેશી પ્રોફેસર સાહેબનો રૂવાબ
જોયેલો, રામોશી તથા પટાવાળા સાથેની
વર્તણુંકનો જરા અનુભવ થએલો જેથી
ટોકીઓના પ્રોફેસર સાહેબની વર્તણુંક
જોઈ જરા નવાઇ લાગી. આ પ્રોફેસર
સાહેબે જાતે ઘણી શોધ કરી છે. પાંચ
સાત જાતનાં પેટન્ટ મેળવેલાં છે છતાં
શું તેઓની નમ્રતાઇ! પોતે ઉભા રહ્યા
અને અમો દરેકને ખુરશી આપી આ
હકીકત જણાવવાનું કારણ એટલુંજ કે
બાજુના ઓરડામાં કામ કરનાર માણસ
હતો છતાં તેને બોલાવ્યો નહીં અને

પોતાનો રૂવાબ બતાવ્યો નહીં શીક્ષકની આવી વર્તણુંક શીષ્યોના મન ઉપર કેવી અસર કરે તે સમજવું કઠીન નથી. શીક્ષક વિદ્યાર્થીને પોતાના ફરજંદ તરીકે માને છે તથા શીક્ષણ આપે છે. ઇલેક્ટ્રીક વિભાગ બતાવવા તથા સમજાવવા અમારી સાથે એક માણસ મોકલ્યો. જુદા જુદા મેકરોના ડાયનેમા, વીજળીક પ્રવાહની ઉત્પત્તિ, વીજળીનો વધારે પ્રવાહ હોય તો તેમાંથી જોઇતો પ્રવાહ કેમ મેળવી શકાય તેના યંત્રો, કઇ જાતની ધાતુ વધારે દબાણ ધારણ કરી શકશે તથા ટકી શકશે તે તપાસવાના સંચા, ટેલીફોન તથા વાયરલેસ ટેલીગ્રાફની પદ્ધતિ વિગેરે સારી રીતે જોયું.

વાસેદા યુનીવરસીટીમાં કાયદા સંબંધી જ્ઞાન, સુતારકામ, શીલ્પશાસ્ત્ર, ઇલેક્ટ્રીક તથા મીકેનીકલ એન્જીનીયરીંગ વગેરે શીખવવામાં આવે છે. દરેક પ્રકારનું જ્ઞાન "પ્રેક્ટીકલ" આપવામા આવે છે. કેળવણીનો હેતુ એ છે કે મનુષ્યને એવા પ્રકારનું જ્ઞાન મળવું-આપવું—જોઇએ કે જેથી તે જ્ઞાન મેળવનાર તેની જીંદગીમાં સ્વતન્ત્ર રહી શકે તથા કાર્ય કરી શકે. આપણે ત્યાં પુસ્તકના જ્ઞાન ઉપર વિશેષ ધ્યાન અપાય છે અને તેથી જોઇએ તેટલો સંગીન ફાયદો થતો નથી એ જાણીતુ છે. અમો જે જે ખાતાઓમાં ગયા તે દરેક ખાતાઓમાં વિદ્યાર્થીઓ જાતેજ કામ કરતા હતા,

તથા જુદી જુદી જાતના નમુના બના-વતા હતા યુનીવરસીટીની "લેબોરેટરી" —પ્રયોગશાળા તથા લાયબ્રેરી પણ વિશાળ છે વિદ્યાર્થીઓનું અંગ્રેજી જ્ઞાન ઉત્તમ હશે કે કેમ તે તો તેઓજ જાણે પણ લન્ડનનાં છાપાંઓ તથા માસિકો ત્યાં જોવામાં આવ્યાં જે ઉપરથી જણાય છે કે વિદેશમા બનતા બનાવો તરફ તેઓનું દુઃર્લક્ષ્ય તો નથીજ. વિદ્યાર્થી-ઓની તંદુરસ્તી ઘણીજ સારી જણાતી હતી. એ સઘળું જોવાની સાથે અમોને એક બીજો પણ લાભ મળ્યો. થોડા મહીના અગાઉ (ઇ. સ. ૧૯૨૦ માં) રશીઆમા પાર્ટીશન પક્ષના માણસોએ નીકોલાવએસુ નામના ગામમાં આશરે

સાતસો જેપાનીઝ આબાળવૃદ્ધ વિગેરેને કાપી નાખ્યા. તેઓના એ કૃત્ય સામે દરેક સ્થળેથી ધીક્કાર દર્શાવવામાં આવ્યો એટલુંજ નહીં પણ તે સંબંધે સખત પગલાં લેવાનું ગવર્નમેન્ટને જણાવવામાં આવ્યું. વાસેદા યુનીવરસીટીના કમ્પાઉન્ડમાં વિદ્યાર્થીઓએ એક ગંજાવર સભા ભરી અને તે સંબંધે એક ઠરાવ પસાર કર્યો. એ સભાનુ બંધારણ તથા કામકાજ વિદ્યાર્થીઓએજ ચલાવ્યું હતુ. પ્રોફેસરો એ બધું ઉભા ઉભા જોતા હતા એટલુંજ નહીં પણ મને એમ લાગ્યું જે તેઓ રાજી થતા હતા અને વિચારતા હતા જે આપણા હાથમાં કેળવાએલા વિદ્યાર્થીઓ આપણા દેશના

હિત તરફ પૂરતું ધ્યાન આપે છે એટ-
લુંજ નહી પણ જરૂર પડતાં તેઓ તેથી
પણ વિશેષ ભોગ આપવા તૈયાર છે.
વિદ્યાર્થીઓની એ સભામાં જે કામકાજ
થયું તેમાં ધ્યાન ખેંચનારી એ હકીકત
હતી કે ગવર્નમેન્ટે જરૂર પડતાં એવા
અત્યાચારીઓને શીક્ષા કરવા લડાઇ
કરતાં પણ અચકાવું નહીં. તેઓના એ
ઠરાવના ટેકામાં તેઓએ જણાવ્યું કે
અમો સર્વ લડવા માટે તૈયાર છીએ
અમારા દેશનાં જે માણસોનો ભોગ
લીધો છે અને અમારા દેશને નુકશાન
કર્યું છે તેવા અત્યાચારીઓને શીક્ષા કરવા
અને તેમ કરતાં અમારા પ્રાણનું બલી-
દાન અપાય તો તે આપવા પણ તૈયાર

છીએ. તેઓના એ ઠરાવમાં કેટલું બળ રહેલું છે તે સમજવું કઠીન નથી ફરજીયાત લશ્કરી કેળવણી દરેકને આપવામાં આવે છે અને દરેક જણ એમ સમજે છે કે સ્વમાન ગુમાવી દેશને હલકો પાડયા કરતાં સ્વમાન જાળવવા માટે પ્રાણર્પણ કરી દેશની કીર્તીમાં વધારો કરવો એ ઇષ્ટ છે. તેઓ એવો ઠરાવ કરી ગવર્નમેન્ટને દબાણ કરી શકે કારણ કે તેઓ લડવા તૈયાર છે. આપણે ત્યાં ઘણી વખત વિદ્યાર્થીઓને જાહેર સભાઓમાં જવાની બંધી કરવામાં આવે છે ત્યારે અન્ય કાસની તો વાતજ શું ?

વાસેદા યુનીવરસીટી જોયા પછી

ગવર્નમેન્ટ "હાયર ટેકનોલોજીકલ ઇનસ્ટીટ્યુટ" જોવા ગયા. આ પણ એક ઘણીજ સારી સંસ્થા છે. તેમાં દરેક વિષય જેવા કે કેમીસ્ટ્રી, પોટરી, સાબુની બનાવટ, ચામડાં કેળવવાની રીતી, સ્પીનીંગ અને વીવીંગ, ઇલેક્ટ્રીકલ એન્જીનીયરીંગ, કોમર્સ વિગેરે વિષયનું જ્ઞાન આપવામાં આવે છે સ્પીનીગ અને વીવીગ એ ભાગમાં અમોએ લગભગ અઢી કલાક કાઢયા હતા અને તે વિભાગના શીક્ષક મી. સાઇકસે ઘણીજ રસભરી સમજણ આપી હતી તથા દરેક યંત્ર પાસે લઇ સમજાવ્યા હતા. ઇંગ્લીશ, જર્મન, અમેરીકન મેકરોનાં યંત્રો હતાં. જુદા

જુદા મેકરોનાં યંત્રો વાપરવા સંબંધમાં મારા પ્રશ્નના ઉતરમાં મી સાઇક્સે જણાવ્યું કે અમુક મેકરોનાં યંત્રો વાપરવાં એ દ્રષ્ટિથી કામ કરવું જોઇએ નહીં. એવી રીતે સંકુચીત થવાથી બહોળું કાર્ય થઇ શકે નહીં અને વિદ્યાર્થીઓને પુરતું જ્ઞાન આપી શકાય નહીં. શા માટે અમૂક મેકરોનાંજ યંત્રો વાપરવાં જોઇએ? એવી રીતે કાર્યની હદ શા માટે બાંધવી? અમો અમારાથી બનતા પ્રયાસ કરી વિદ્યાર્થીઓને દરેક મેકર (બનાવટ) નાં યંત્રોથી વાકેફ કરીએ છીએ કે જેથી તેઓ અભ્યાસ પૂર્ણ કર્યા પછી જે સ્થળે કામ કરે ત્યાં તેઓને અડચણ પડે નહી.

વાસેદા યુનીવરસીટીમાં આશરે ૭ થી આઠ હજાર વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. ઉપર જણાવેલી બન્ને યુનીવરસીટીમાં કોઈપણ વિદ્યાર્થી દાખલ થઇ શકે છે. વાર્ષિક ફી રૂા. ૭૫ (પંચોતેર) છે. કેળવણીનાં સાધનો, શીક્ષણની પદ્ધતિ અને વિવિધ પ્રકારનાં યત્રો જોતાં ફી માત્ર નામનીજ હોય એમ જણાય છે.

## કૂકુઇ.

કૂકુઇ જેપાનમાં રેશમી માલના વણાટ કામ માટે અગત્યનું અને પ્રસિદ્ધ સ્થળ છે. ત્યાં રેશમી માલ કેમ બનાવે છે તે જોયું. ઝીણા દોરાની વણાટ, તરાંહની ખુબી અને હાથની સફાઇ જરા જોવા લાયક છે. કૂકુઇમાં ગવર્નમેન્ટ

તરફથી એક સંસ્થા છે જેમાં દરેક જાતનું રેશમી કાપડ કેમ બનાવવું તેનું શીક્ષણ આપવામાં આવે છે. વિદ્યાર્થીઓ દરેક કામ રેશમી વણાટ કામના અનુભવી માણસોની દેખરેખ નીચે કરે છે. ત્યાં બનાવવામાં આવેલા નવીન જાતના કાપડના નમુના વેપારીઓને આપવામાં આવે છે તથા તે કેમ બનાવવું તેની માહીતિ આપવામાં આવે છે, અને જે નવીન જાતનું કાપડ વેપારીઓ ન બનાવી શકતા હોય તે માટે ત્યાં તપાસ કરી પ્રયાસ કરવામાં આવે છે. વ્યાપારમાં હરીફાઇ તો હોય છે જ. જેટલો દેશનો વ્યાપાર વધે અને વેદેશની હરીફાઇમાં ઉભા રહી શકાય

તેટલું સારૂં. તે માટે દેશના હુન્નરોઘોગ વધારવા અને માણસો તૈયાર કરવા એ પણ જરૂરનું છે.

## એઇહેઉજી.

કૂકુઇથી આશરે ચાર માઇલ દુર આવેલા એઇહેઉજી નામના સ્થળે ગયા હતા. ત્યાં ખાસ જોવા જેવું ત્યાંનું દેવળ છે. દેવળ ઘણુંજ વિશાળ છે અને તેની અંદર વિચિત્ર મૂખાકૃતિના સો બસો દેવ બીરાજેલા છે. જેપાનમાં કોઇ કોઈ મોટાં દેવળોમાં જઇએ ત્યારે ત્યાંનો (દેવળનો) એક માણસ સાથે આવે છે અને આપણને સમજાવે છે કે આ મૂર્તિ ફલાણા રાજાના સમયમાં બનાવી હતી, દેવળનો આ ભાગ

આટલા વર્ષનો જુનો છે વિગેરે. ધર્મ-
ગુરૂને "બોશાન" કહે છે, અને તેના
શીષ્યો વારાફેરી આસન ઉપર પ્રાર્થના
કરવા બેસે છે, તેમ કરતાં જો કોઇ
શીષ્ય નીદ્રા દેવીના કાળુમાં જતો
જણાય તો તેને નેતરની સોટીનો પ્રસાદ
આપી જાગૃત કરવામાં આવે છે.
આપણે દરેક દેવળમાં ઘંટ હોય છે તેમ
જેપાનમાં ત્રાંસ જેવું હોય છે. અને તેની
ઉપરથી જાડું દોરડુ લટકાવેલુ હોય
છે તે દોરડું ત્રાંસ સાથે અફળાવી
અવાજ કરવામાં આવે છે અને દેવને
ખબર આપવામાં આવે છે કે અમો
અત્રે પધાર્યા છીએ, પગે લાગ્યા છીએ,
તથા એક બે પઇસા નાંખ્યા છે જે

રોદ્યોગ માટે જરા ઇસારો કરી
છું. જેપાનમાં અમેરીકામાં તથા
પમાં છે તેવી મોટી મોટી મીલો
એ દેશમાં " હોમ ઇન્ડસ્ટ્રીઝ " ?
છે. ગામડામાં તેમ શહેરમાં કામ
વાના નાનાં મોટાં સાધનો છેજ. છી
બટનનો દાખલો આપું. આપણા દે
તે મોટી સંખ્યામાં આયાત થાય
આપણે એવા ખ્યાલમાં રહીએ છી
કે એ મોટાં મોટાં કારખાના
આપણી એ માન્યતા ભુલ ભરેલી
એ ઉદ્યોગ ઘેર બેઠા થાય છે અ
પણ નાનાં ગામડામાં. બીજા પરચુ
ઉદ્યોગ માટે પણ એમજ છે. રેશ
કીડા જે ભાગમાં ઉછેરવામાં આવે

દેશમાં રેશમી કાપડ બનાવવામાં આવે છે. આપણે ત્યાં અગાઉ ઘરે ઘરે રેંટીઆ હતા. વિદેશની હરીફાઇ અને આપણા શોખે એ ઉદ્યોગનો અંત આણ્યો. હાલમાં મહાત્મા ગાંધીજી એ ઉદ્યોગના પુનરૂદ્ધાર માટે પ્રયાસ કરી રહ્યા છે તેઓના એ કાર્યની મહત્તા ઘણી છે. આપણો દેશ શ્રીમંત નથી કે જેથી આપણે મોટી મોટી મીલો સ્થાપી વિદેશની હરીફાઇ કરી શકીએ. એવા નાના ઉદ્યોગો ઘેર ઘેર થવાથી અને સ્વદેશી માલનોજ ઉપયોગ કરવાથી આપણે વિદેશીના વ્યાપાર ઉપર સારી અસર કરી શકીશું. હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છે કે આપણે એ કાર્યની મહત્તા સમજી શકીએ.

## યામાનાકા.

યામાનાકામાં ગરમ પાણીના ઝરા છે અને શારીરીક આરોગ્યતા માટે વખણાય છે. જાહેર હમામખાનાંઓ છે જેમાં ન્હાવા માટે સામાન્ય દોઢ આનો અને તેથી ઉચ્ચ પ્રકાર માટે બે આના લેવામાં આવે છે. ટાઇલ જડેલાં સ્વચ્છ ગરમ પાણીથી ભરેલા કુંડમાં ન્હાવાની ઘણી મઝા આવે છે. આ સ્થાન ચોતરફ પર્વતોથી ઘેરાયલું હોઇ દેખાવ ઘણો રમણીય લાગે છે. ત્યાંથી ટોયામા ગયા ટોયામામાં નેતુન, નેતુન-ખાખો, જોરજેટ વિગેરે જાતના કાપડનું વણાટકામ જોયુ. નેતુન તથા તે ઉપરનું ભરતકામ જોવા જેવુ લાગ્યું એ કામ

હાથની શાખોથી થાય છે. ત્યાંથી કારૂ-ઇઝાવા ગયા. ગરમીના સમયમાં આ સ્થાન હવા ખાવા માટે વખણાય છે. કારૂઇઝાવાની રેલ્વેની ટનલો-ભુગદાઓ જોવા જેવા છે. આ ભુગદાઓ જોઇ આપણને આ દેશના લોકોના એન્જી-નીયરીંગ જ્ઞાનનો ખ્યાલ આવી શકે છે. જેપાન દેશ પહાડી હોવાથી રેલ્વે લાઇન બાંધવા સમયે એન્જીનીયરોને પોતાની ઉંચી શકિત રેલ્વે લાઇન નાંખતી વખતે વાપરવી પડે છે. ન્હાના મ્હોટા છવીસ ભુગદાઓ એક સાથે વાંકાચુકા આવેલા છે. તેમાંથી ટ્રેઇન પસાર કરવા માટે બે ઇલેકટ્રીક એન્જીનો જોડવામાં આવે છે.

# નીક્કો.

નીક્કો માટે એક અંગ્રેજ મુસાફર લખે છે કે "See Nikko before you die" જેપાનીઝમા પણ કહેવત છે કે "નીક્કો મીનુ ઉચીવા કેક્કો ચુના" "આ સુન્દર છે એમ નીક્કો જોયા શીવાય કહેતા નહી" તથા નીક્કો મીનાઇ કેરેલા કેક્કો તો યુનાઇ" "નીક્કો ઘણું સુન્દર છે માટે એક વખત જરૂર જોવું". પર્વતનાં દ્રશ્યોથી ઘેરાયેલુ, ક્રીપટોમેરીઆ વૃક્ષોની છાયાઓથી છવાએલું, જેપાનના શ્રેષ્ટ દેવમંદિરો માટે ખ્યાતી પામેલું અને આબોહવા માટે અત્યંત વખણાયેલું આ સ્થળ જેપાન જનારા મુસાફરોનું મન આકર્ષે નહી તો મને તો

નવાઇજ લાગે. નીક્કોમાં દેવળો ઘણાંજ પુરાણાં, સુન્દર અને વિશાળ છે અને તે બાંધવા માટે ક્યોટો, નારા, (નીક્કોથી ૩૦૦-૩૫૦ માઇલ દુર) વિગેરે સ્થળોએથી હુશીઆર કારીગરોને બોલાવવામાં આવ્યા હતા દેવળો બાંધતાં ૧૨ વર્ષ લાગ્યાં હતા અને ત્રણ અબજ રૂપીયા ખર્ચ થયો હતો! દરરોજ ૭ સાડા૭ હજાર માણસો કામ કરતાં હતાં દેવળો ત્રણસો કરતાં પણ વધારે વર્ષનાં પુરાણાં છે.

પવીત્ર પૂલ: મીહાશી:— આ પૂલ કનાયા હોટેલની બાજુમાં આવેલો છે અને તે લાલ રંગથી રંગેલો છે. પૂલની પહોળાઇ ૨૨ ફીટ તથા લંબાઇ ૬૩ ફીટ

છે. અગાઉ શોગન રાજવંશીઓાજ આ પૂલ ઉપરથી પસાર થતા હતા અને અદ્યાપી પર્યન્ત સાધારણ જનસમુહ માટે બંધ છે. આ પૂલ ઇ. સ. ૧૬૩૬ માં બાંધવામાં આવ્યો હતો. પૂલથી થોડે દુર ગામનગા ફુચી નામનો ઝરો છે આ ઝરાની સામી બાજુ એક ટેકરા ઉપર સંસ્કૃતમાં "ગામન" શબ્દ કોતરેલો છે.

Lake સુઝેનઝી, નીકોથી નવ માઇલ દુર સમુદ્રની સપાટીથી ૪૧૯૫ ફીટ ઉંચાઇએ સુઝેનઝી નામનું તળાવ આવેલું છે. તળાવનો ઘેરાવ સુમારે ૧૫ માઇલ હશે. આ તળાવથી થોડે દુર જેપાનનો પ્રખ્યાત અને મોટામાં મોટો

કેગોન નામનો ધોધ આવેલો છે. આ ધોધ ૩૨૩ ફીટની ઉંચાઇએથી પડે છે અને તેનો અવાજ ઘણે દુર સુધી સંભળાયછે. દેખાવ ઘણો રમણીય તથા આનંદદાયક છે.

## રમત-ગમત-આનંદ

આપણે ત્યાં જેમ ક્રીકેટની રમત છે તેમ જેપાનમાં "બેસ બોલ" ની રમત મુખ્ય છે. આ રમત મુળ અમેરિકન છે. જેપાને જેમ દરેક બાબતમાં અમેરિકાની નકલ કરી છે તેમ આ રમત પણ છે. તે ઉપરાંત સાંજના બગીચાઓમાં "ફુટ બોલ" તથા રબરના દડાએ પણ રમે છે.

આપણે ત્યાં જેમ ગાનારીઓ હોય છે તેમ જેપાનમાં પણ છે જેનો ધંધો ફક્ત